પછી પણ શું આવશે, તે બાબે હાલ હું કંઇજ બોલતો નથી. તોપણ મારા પ્યારા હમદીનો, હવે ધીરા પડો, હજીભી શાંતી રાખો અને પછે પાછે ખબર મેળવો કે આપણી પાકઝાદ બેટીઓનો શું ફેંજ થયો છે!" તરતજ તે દુઃખી કોમ અભીમાની બાપને પોતાનું ભસ્યું તે વેળા કેવી આફતમાં હશે તે ખ્યાલથી દુઃખ અને હાયનું એક ઠબકું આવી ગયું; જેથી તેવણનો ખુલ્લો સાફ એકદમ બળમળી ગયો:—"સમજો મારા ભાઇઓ—જો તે કુછંદી હબસી ખુનનાં ગરાસ્યાએ આપણે સમજયું કે તેવો સીતમ આપણી ગોબાબ જેવી નીરદોષ બેટીઓ ઉપર ગુજારયો હશે એમ ખાત્રીબરી ખબર મળશે તો, હું અહીં આ રોશન બેરામ સનમુખ ગંભીર અને જખુન કસમ લેઉં છું કે જો હું તેનો ભયંકર કીનો તે નાપાક ગરાસ્યા ઉપર નહી લઉં તો હું એક મગરૂર જરથોસ્તી ખુનનો મને પોતાને કહું નહી—જો હું તેની માલ મીલકત અને ખુદ તેને ફના નહી કરું તો મને એક ચુસ્ત જરથોસ્તી ના કહેતા! મારા જેવા એક કંગાલ બાપને પોતાની એક પુરી બેરહીનથાદ થયથી બેટી માટે શું શું લાગણીઓ થતી હશે તે ગેબીના રાસ્ત સાહેબ સીવાય કોણ જાણે! મારા બહાદુરો, એક વાર ફરીથી અરજ કરું છું કે હાલ શાંત થાવ અને સારો માટેજ દાદગર પાસ દુવા માગજો; હાલ જે થયું છે તે ખુદ તમારા સાચા પ્રમાણીક અંતઃકરણનાં અવાજને અનુસરી કર્યું છે, માટે ખુદા તમારો મદદગાર થશે, માટે હાલતુરત શાંતિથી વીખરાઇ જાવ."

જેહાંગીર પટેલ કોમના રાહબર શેઠયા હતા, માટે તેવણના સખુનને માન આપવા વગર છુટકોજ નહતો, એટલા તે વખતના પારસીઓમાં પોતાના કોમના મુખી તરફ માન, વ્હાલ અને તાબેદારી હતાં, જે માનને તેઓ લાયક હતા અને જેવું હાલમાં આપણી કોમમાં કમનસીબે છે નહિ, અને તેથીજ આપણી સ્થિતી ધણી વગરનાં ઢોર જેવી થઇ પડી છે.

"વારૂં મુરબીજી, વારૂં મહેરબાન—!" કરી બોલતા તે તાબેદાર પારસી જવાનયાઓ ધીરે ધીરે વીખરાઇ ગયા.

બીજે દીને આજુ બાજુના ગામામાં વસ્તા પારસીઓને કાને આગલે દીને ઉશકેરાયલા જવાનયાઓએ શું શું માકમો કર્યા હતાં તેનો રંગીન અહેવાલ ગયો, જેથી તે દિવસે વરિયાવ ગામમાં બહારગામના કેટલાક કોમઅભીમાની અને ચુસ્ત પારસીપણું જાળવવા આતુર એવા મગરૂર જવાનયાઓ આવી પુગા, અને જેહાંગીરશાને ત્યાં ઉતર્યા. આ ઉપરથી તો વરિયાવનાં બહાદુર

વીરાઓને વધુ જોશ મળ્યો, અને આગલે દીનનાં સાહસને માટે સખત શીક્ષા કરવા, કદાચ રાજ્ય ભીલો અને કોળીઓને લાંચ આપી પારસીઓ સામે લડવા મોકલે એમ પકડે પાયે સમજાતું હતું, વેળી તો તેવા મામલાને ન્હોતી વળવાને આપતી મદદ હાથ આવી હતી, એમ બીજા ગામના જવા ન્યાઓનાં આવવાથી બોલાયું. તેમ વળી સંખ્યામાં વધવાથી ઉશ્કેરાયલા જવાનો ગઈ કાલ માફક આલપાસના ગામો ઉપરાઉપરી પાડી સરકારી ઇમારતો કે અળખામણા અમલદારોને તેમજ તેમના પાડાથી દુશમનો "વાડા" બીલાને સજા કરવા હામ બીડતે; પણ બારોર પડતાં ભારે રંજ એક ઍલચી વરિયાવમાં આવ્યો, અને સંદેશો લાવ્યો કે ખુરશેદ સોહરાબજીને, ગુમ થયલી જરબાનુ અને નવાજ કર્યા હતી તેની પાકી બાતમી મળી ચુકી હતી, અને તેઓ તેણીઓમાં છુટકારા માટે જીવતો જોહેમત ખેંચી રહયા હતા.

આ ખબર સાંભળી જેહાંગીરશાહ તેમજ કુલ વરિયાવની જરથોસ્તી અનજુમનનો જીવ કંઈક ઠર્યો, તેથી તેઓએ કંઈપણ નવા જાસ્તીના અને ઝીનો લેવાના વધુ પગલાં ન ભરવાને ઠરાવ કર્યો: જો કે તેની અગાઉ તો કંઈક ગામોમાં સરકારી ઇમારતોની ભાંગતુટ થઈ પણ ગઈ હતી.

---

## પ્રકરણ ૮ મું.

## "તોફાન!"

બન્ને ઝીનાથી તવળતા પારસી જવાંમર્દો "રાજપીપલા" પ્રદેશનાં ગીચ જંગલોમાંથી પસાર થતા હતા. છેક સાંજ પડી ગઈ હતી, જેથી આકાશ ઉપર કાળાં વાદળાંઓ અસાધારણ ઝડપે ભેગાં થઈ, સઘળે ઝડપથી અંધારું ઘોર કરી નાંખ્યું. ગીચ ઝાડોવાળું જંગલ હોવાથી અંધારૂં ખચીતજ ભયભીત લાગતું હતું. આ કાંઈ સાધારણ સુર્યાસ્ત વેળાનો મહીમા ન હતો. અહીંનો વાતાવરણમાં અસાધારણ ફેરફાર થયો હતો, જેનું એકજ પરીણામ આવનાર હતું—જે કોઈપણ ઘડીએ તોફાન સાથ વરસાદ તુટી પડવાનું હતું. પવન તદન પડી ગયો, અને કુદરતી પ્રેરણાથી આવતા તોફાનની આગાહીથી પશુ—પંખીઓ ભારે કલાબકોર કરતાં પોતાનાં ઝુંપડાં માળામાં ભરાઈ જવા દોડાદોડી કરતાં હતાં. એકાએક જવાળામુખી ફાટે તેવા ભયભીત કડાકો આસમાન ઉપર થયો અને વીજળી પડી, જે સાથ પવનનું અસાધારણ બળ ઉભરી નીકળ્યું, અને તેની સાથ ભારે વરસાદ તુટી પડયો. આવા સંજોગ હેઠળ તે બંને જવાનોએ તરતજ એક ખુણે ઝાડનો આશરો શોધ્યો.

તોફાનનો દેવ જો દરેક પળે પોતાનું ઝનુની શયતાનપત બળ આ મુલકમાં જોઆન ઉપર ફેંકી, દાદારની નયામગોનો સમુળગો નાશ કરવાજ બેઠો હતો. ધોધમાર વર્ષાદનાં પડવાનાં અવાજથી તે ઓચામાનમાં દીલ ધ્રુજાવનાર પડઘા થઇ ફુલ માણીઓ ઉપર દેહેસ્ત ફેલાવતાં હતા. ઘોડાઓ અશક્ત બની પોતેથી તોફાન કરવા લાગ્યા. ફરી એકવાર એક કડાકા સાથ સણણણ કરતી વીજળી પડી, જે પેલાંજ ઘુઓગી ઝાડ ઉપર પડી, અને બોલબોલતામાં તો તે સેંકડો વર્ષનું જુનું દરખત મોટા અવાજ સહીત તુટી પડયું! ફક્ત કંઇ માજ નાથીજ તે જવાનો એક માણુઘાતક હોનારતનાં ભોગ થતા, ઝાપ! દોડી જવાથી બચી ગયા. આવા ગભરાટમાં ખુરશેદનો ઘોડો અર્ધ ગાંડો બની જઇ નાશવા લાગ્યો, જેની પુઠે તે પણ દોડયો. જોકે તોફાનની ગડબડ હતી, છતાં તેના ફીનાની આગને ઠંડી પાડવા તેને ઝડપી મુસાફરી કરવા ઘોડાની તો બહુ જરૂર હતી; એટલે ખુરશેદ બીજા કાંઇપણ દુરઅંદેશ ખ્યાલ કર્યા વગર ઉશ્કેરાતથી તેના દુંબાલ ગયો. સોહોરાબે મોટા ધાંધ પાડી તેને તરતજ પાછું ફરવા ઘણી પણ બુમો પાડી; પણ જારે તોફાનની ઘોંઘાટ વચ્ચે તે ખુરશેદના કાને પહોંચ્યાજ નહીં. તે તો બસ રક્ષની પુઠે દોડયોજ ગયો અને વધુ ને વધુ ઘાડા જંગલનાં ભીતરમાં ઘુસ્યો ગયો. મહા જેહેમતે તે રક્ષને પાછો પકડવાને શક્તિવાન થયો, પણ ક્યા માર્ગથી કે કઇ દીશાથી તે આવ્યો હતો, તે સદંતર ભુલી ગયો.

ખોટી સમજથી તે ઉલટીજ દીશામાં આગળ વધ્યો. કે સોહોરાબને પાછો મળે. પણ દરેક પગલું તેને તેના સાથીથી વધુ ને વધુ દુર લઇ જતું હતું, તેનું તેને ભાનજ ન હતું. તેણે સોહોરાબને બુમો પાડયા, પણ તોફાનનાં બારે ઘોંઘાટમાં તેમ કરવું સદંતર ખાસ ફોકટનો શ્રુપાવવા જેવું તેને લાગ્યું; તેથી તે સાહેબ પોતે ધારેલી દીશામાં આગળ વધ્યો. પેલી તરફ સોહોરાબે ઘોર અંધારામાં જે દીશામાં ખુરશેદ ગયો હતો, તે દીશામાં તેને શોધવા કોશેશ કરી, પણ ગીચ ઝાડીઓ, તુટી પડેલાં ઝાડો અને જમીન ઉપર ખાડાઓને લીધે તેણે પાછું ફરવામાંજ પોતાની સલામતી માની જે જગ્યે તેઓ સાથે ઉભા હતા ત્યાંજ ખોટી થવાનો તેણે ઠરાવ કર્યો.

બીજી તરફ જેમ ખુરશેદ વધું ઝડપથી આગળ વધતો હતો. કે જલદી સોહોરાબને મળાયુ તેમ કમનશીબે ખોટી દીશા લેવાથી તે વધુ ને વધુ દુર જતો હતો!

બહુ અંદેશા અને ફીકર વચ્ચે સોહોરાબે કેટલાક કલાકો સુધી પોતાના સાથીની રાહ જોઇ, આખરે તેણે તેની શોધમાં નીકળવા દરેસ્ત ધાર્યું; કારણ

તોફાન હવે તદ્દન સમી ગયું હતું; અને આકાશમાંના સેતારાની રોશનીથી માર્ગ કંઈક દીસતો હતો. કેટલુંક ગયા પછી તેની નજરે એક નાના ચીલોટા જેવા માર્ગ જણાયો. સોહોરાબે તરતજ અનુમાન કર્યું કે ખુરશેદ તે માર્ગે આગળ વધ્યો હશે. તે રસ્તે તે કેટલાક ફરલાંગ આગળ વધ્યો, કે તેની નજરે એક નાનું એકલું ઝુંપડું દેખાયું, જેનું કમાડ તેણે ઝડની હાથે ઠોકયું, કે તે ઉઘડયું અને એક ઘરડો ગરાસીઓ અંદર જણાયો, તેણે પુછતાં જણાયું કે કોઈ પણ મુસાફર તે માર્ગેથી દીવસો થતાં ત્યાં પસાર થયો ન હતો! વળી તેણે જણાવ્યું કે તે જગ્યેથી રતનપોર શેહેર ફક્ત ત્રણ કોશ દુર હતું.

ઘોઘબાર વરસ્‌ હવી તળાવ થયેલો સોહોરાબ આ ખબરથી બેહદ બેચેન બની ગયો. તેણે ધાર્યું કે કદાચ ખુરશેદ રતનપોર સીધો નીકળી ગયો હશે, તેથી તે પણ તે તરફ જવા નીકળ્યો; પણ તે અગાઉ તેણે સાવચેતી ખાતર પોતા સાથ લીધેલા રજપુત પોષાક પહેરી લીધો, જેથી પારસી દાખલ તો રતનપોરમાં ઓળખાઈ ન આવે.

થોડા કલાકમાં તો તે રતનપોર શેહેરમાં પુગો, અને મશ્હુર મહાદેવનાં મંદીરની ધર્મશાળામાં ઉતર્યો, તેણે સોહોરાબ નામ ઉપરથી પોતાનું બીજું નામ "શુરસીંહ" ધારણ કર્યું, અને આતુરતાથી ખુરશેદનાં આવવાની રાહ જોવા લાગ્યો.

સહવાર પડી પણ ખુરશેદની કંઈજ ખબર ન મળી. તે ધર્મશાળા શેહેરના પુર્વ દરવાજા આગળ હોવાથી કોઈપણ મુસાફર પુર્વ તરફથી આવતાં કુદરતી રીતે તે ધર્મશાળામાંજ ઉતરે, અને તેવી ગણત્રીથીજ તેણે તે ધર્મશાળામાં થોભવાનું દરસ્ત ધાર્યું હતું. બપોર પડી પણ ખુરશેદની પતનસલ માલમ નહી પડી, તેથી તેણે એવો ઠરાવ કર્યો, કે હવે એકલે હાથેજ તેની ઠીકઆર અને જરનો છુટકારો કરવા મેહેનત લેવી.

તે ધર્મશાળાનો કારભારી જે એક બુઢો બ્રાહ્મણ હતો, તેની સાથ યુક્તિથી બીજી ત્રીજી વાતો કરવા અને ગામગપાટા મારવા શરૂ કર્યા, એટલે કુદરતી રીતેજ મનમાં ચળવળતી ચર્ચા,—જે રાણો બે પારસી કુંવારીકાઓ બળજબરીથી ઉપાડી લાગ્યો હતો, તે બાબત નીકળી એટલે સોહોરાબે કાન ઉંચા કર્યા

"શુરસીંહજી, આપ તો શુરા રજપુત છો, ધર્મી છો, અને સર્વ તીર્થોની યાત્રા કરી પાવન થયા છો, એટલે આપણા રાણાજીનાં આ ઉછાછળાં પગલાં માટે ખચીતજ કંઈ મમાણીક અભીપ્રાય આપી શકશો." તે બુઢા બ્રાહ્મણે સવાલ કર્યો.

"શાસ્ત્રીજી," સોહેરાબ ઉર્ફે શુરસીંહ શ્યામળું ગંભીર મોઢું કરી બેઉ હાથ જોડી નમસ્કાર કરતાં બોલ્યો:—"આપ લાંબા કાળથી અહીં રહો છો, મહાદેવના સાત્વિક પુંજારી છો, મારા કરતાં ઘણુ ઘણી વધુ દીવાળી જોઈ છે, એટલે મુજ સરખા નાદાનનું મત શા ખીસાદમાં છે! આપનો જે અભીપ્રાય તેજ મારો જાણવો."

"લાંબા આયુષ ભોગવજો, ડાહ્યા શુરસીંહજી," તે બ્રાહ્મણ શુરસીંહની નમ્નતાઈથી બહુ ખુશ થઈ કહેવા લાગ્યો: યાદ રાખજો, કે રાણાનું આ કર્મ નિર્લજ્જ છે, એક રાજકર્તાને કલંકીત છે, અને તેનું પરીણામ વિપત્તીમાંજ આવશે. કારણ આ અપમાન પારસી જેવી બળવાન, શુરવીર કોમ કદીબી શાંતિથી ખમી બેસનાર નથી. હાલ તે નિરાશ બાળાઓને પોતાના રંગમહેલમાં તેણે કેદ પુરી છે, અને મને પક્કી બાતમી મળી છે કે તે દ્રઢનિશ્ચયવાળી પરણી બાળાઓ તેની નિચ માંગણીનો ખુલ્લો તીરસ્કાર કરશે; પણ તેથી તો તે બીચારીઓ ઉપર વધુ વિપત્તીઓ પડશે."

"મહારાજ, મેં સાંભળ્યું છે કે તે બે તરૂણીઓમાં એક જે વધુ સ્વરૂપવાન છે, તેણીએ તો રાણાનો એવો ધીક્કાર કર્યો કે તેણે ક્રોધનાં આવેશમાં આવી તેણીને વિંધ્યાચળ પર્વત ઉપર ભયંકર મહાકાળીનાં મંદીરમાં તેણીને મોકલી આપી છે, તે શું ખરૂં હશે?"

"શીવ! શીવ!! હા—પુત્ર તે બાબત ખરીજ છે, એમ મેં ગઈ રાત્રીએજ સાંભળ્યું હતું."

"સાંભળો—શાસ્ત્રીજી." એકાએક સોહેરાબ ઉર્ફે શુરસીંહ ઝનુનથી તપી જઈ પોતાનો ઉભરો ખાલી કરવા લાગ્યો:—"જો હું એક પારસી હો, અને મારી જ્ઞાતીની બે નિર્દોષ કુંવારીકાઓ ઉપર મારો રાજકર્તા બળાત્કાર ગુજારવા હિમ્મત કરે તો હું શું કરતે!—આહ! હું તે રાજકર્તા પછી ગમે તેવો બળવાન હોય છતાં, તે પાતાળમાં ભરાઈ જાય તો ત્યાં પણ જઈ તેને ધુંડી કાઢી મારી આ તેજી તરવારથી તેના કટકે કટકા કરતે, તેનું લોહી પી મારી પવીત્ર જ્ઞાતનાં વેરને શાંત પાડતે, તેનું દુષ્ટ રાજપાટ નાશ કરવા ધરતી-આભ એક કરતે, તેના ઉપર ૩૩ કરોડ દેવતાઓના શ્રાપ નંખાવતે,—તેનું——"

"ઓ! ઓ! શાંત થાવ! શુરસીંહજી! શાન્તિ!" તે ધર્મગુરૂ ભારે ગભરાટથી સોહેરાબનો ઉશ્કેરાટથી બનેલો રાતો ચ્હેરો જોવા દેખાવ અને બોલવાનો જુસ્સો જોઈ તેનો હાથ પકડી અરજ કરવા લાગ્યો:—"કોઈ સાંભળશે તો

વગર સ્કોટનાં બારે મુસીબતમાં આવી પડી જંદીખાને પુરાશો, અને હું પણ રાણાની ધ્રુતરાજીમાં આવીશ. વધુ બોલવામાં સાર શું ? જેવા કર્મ તેવાં ફળ મળશે "

"અમીત, શહ ઝાદી" સેહેરાબ કંઈક શાંત પડતાં બોલ્યો, "વિનાશ કાળે વીપ્રીત બુદ્ધી "

## પ્રકરણ ૯ મું.

## "મહાકાળીનાં નિરમાણ ભોગ."

નર્મદા નદીની પેલેપારથી ઉત્તર બાજુ શરૂ થતા વીંધ્યાચળ પર્વતો છેક મધ્ય હિન્દુસ્તાન સુધી લંબાયલા છે. આ પર્વતો ગીચ ઝાડીઓથી ભરપુર છે, જેમાં જંગલી ફાડી ખાનાર હેવાનોનો મોટો વસવાટ છે; હરેક મકાનનાં જીર્ણાગાર સર્પો ત્યાં ઉભરાઇ જાય છે; જ્યારે મનુષ્યમાં ભીલ, ગોંડ અને પાંઢ લુટારૂ અનાર્ય જાતો ત્યાં જમાનાઓથી વસી રહી આસપાસનાં પ્રદેશોમાં બારે માસ વરસાવી રહ્યા હતા. આ પર્વતો અને તેની બેધ શાંત ખીણોમાં વસ્તી લગભગ અર્ધ જંગલી અનાર્યોની વસ્તી હજી પણ ઠરીઠામ રહી શાંત જીંદગી ગુજારવાનું પસંદ કરતી નથી. જ્યારે આ વાર્તા શરૂ થય છે, ત્યારે તો આ વીંધ્યાચળનો પ્રદેશ જંગલી હેવાનો, લુટારા, પીંઢારા અને ઠગોનાં ત્રાસથી ચાલુ ભરપુર દીસ્તો હતો. પીંઢારાઓ ઉત્તર તેમજ દક્ષીણનાં ફળદ્રુપ મુલકો ઉપર લુંટમાર તીડનાં ઓસાલ એકાએક વારંવાર ઉતરી પડતા અને માર્ગમાં આગ, ખુનો અને હેવાનતભર્યાં ઘાતકી કામો કરી લુંટ એકઠી કરી આ પર્વતોનાં ગીચ ભેદી જંગલોમાં છુપાઈ રહેતા હતા. જ્યારે જુની ઠગો, નાગપુર, સાગર, ભીલસા વગેર શેહેરો થી દક્ષીણ હિન્દમાંથી ઉત્તર હિન્દમાં જવાનો ધોરી વેપારી માર્ગ હતો, તે ઉપ થી મુસાફરી કરતી વેપારી વણજારો, જાત્રાળુઓ કે જાત્રા કરવા જતા વટેમાર્ગુઓ વગેરેને તાજીમતવાળાઓથી પતાવી લલચાવી પોતા સાથે આફતની સલામતી ખાતર સાથે મુસાફરી કરવાનું ડોળ ઘાલી, એકાંત જગ્યો તેઓના ગળાંમાં રૂમાલનો ફાંસો દઇ મારી નાંખી, તેઓનાં પેટ ચીરી દાટી દઇ, તેઓનાં અસબાબ હજમ કરતા હતા; અને જ્યારે તેઓની પુઠ પકડવામાં આવતી ત્યારે તેઓ આ ગીચ જંગલવાળા પહાડોમાં આસરો શોધતા હતા. આવી રીતે આ પર્વતના મુલકમાં વસવાટ કરતી વસ્તીને તેઓના ખુનામરકીનાં ભયંકર ધંધાને ગોયા ઉત્તેજન આપવા, પાતો લુટારા, ઠગ વગેરેનાં પાપી અંતઃકરણને સંતોષવા કેટલીક એકાંત ગીચ જંગલોવાળી ટેકરીને મથાળે

મહાકાળી અથવા તેનું બીજું સ્વરૂપ "ભવાની" માતાનાં મંદિરો હતાં, કે જેમાં પાડા, બકરાં વગેરે પશુઓ ઉપરાંત કેદ પકડાયલા મનુષ્યનાં હેવાનિયતભર્યાં બલીદાન માતાને અપાતાં હતાં. મહાકાળીને મનુષ્યનો ભોગ આપવાની બે જુદી રીતો જાણીતી હતી, જેનો કંઈક ખ્યાલ વાંચનારને આગળ ચાલતાં મળી શકશે.

આટલા ફકરા દિવાઈ ગયા પછી આપણે આપણી કથા આગળ ચલાવીશું.

પોતાના સાથી સોહ્રાબથી તોફાનના સબબે સર્સ્તાન બનેલા ઘોડાને રોકવાના કમનસીબ બનાવની માહોકાણે છુટા પડયા પછી, જે થાય તે ખરું એવું બબડી, ખુરશેદ ચાહેમ આગળ ને આગળ વધ્યો. તેણે સુબેથી પૂર્વ દીશા તરફનો માર્ગ લીધેલો હોવાથી, તે વીંધ્યાચળનાં ગીચ જંગલોવાળા પહાડી પ્રદેશમાં દાખલ થયો.

રાણાના બોલ્યા "જમપાલે" કાળીમાતાનાં મંદીરનું ઠેકાણું જે જગ્યે આપ્યું હતું, તેની શોધમાં જવા તેણે ઠરાવ કર્યો હતો. દીવસના કલાકો સુધી એકલોજ તે જંગલો, નદી–નાળાં, ડુંગરા, ખીણો, વેરાનો વીંતાવતે આગળ ને આગળ ધસ્યો ગયો.

તેણે પહેરવેશમાં પણ ઘટતો ફેરફાર કર્યો હતો, જેથી તે એક લાયક રજપુત ઠાકોર હોય તેમ કોઈ માની શકે. લીલા મખમલના મ્યાનવાળી તરવાર, પીળા લીલા રંગની કમાન, કીરમજી રંગનો તીરનો ભાથો અને ભેડાના ચામડાંની પોષાક હાલ તેના જોરાવર પહોળા ખભામાં ભીડવેલાં હતાં, તેનો લાલીથી ભરપુર તંદોરસ્ત ખુબસુરત ચેહેરા ઉપર બીરાજતી લાંબે કાળી મુછે તેના દેખાવને ઓર ભભકભર્યો અને દબદબાભર્યો બનાવતી હતી.

રાત્રે કોઈ ગામડાંમાં કે જંગલોમાં જરૂર જોગી આશ્રાયસ લઈ, તે દીવસે એક બેખબર બેગાખરા ગાંડા મીસાલ, બસ કાળીનાં મંદીર માટેજ આતુર નજર ફેંકતો આગળ વધ્યો ગયો. એક દિવસે સાંજે બહુ થાક, તરસ અને ભુખથી આજેજ થઈ તેણે એક પર્વતની તળેટીએ રાત વાસો કર્યો.

એકાએક, મધરાતને સુમારે તેના કાને ઘટડા અને ઢોલતાસાનાં અવાજો આવ્યા. આથી તે જાગી ઉઠી ધ્યાનથી સાંભળતો બેઠો. તે અવાજ ગીચ ઝાડોવાળા તે ડુંગરને મથાળેથી આવતો હતો. તેણે ઉપર નજર કરી તો બળતાંનાં ઉજાસના અસ્થીર ઓળા પડતા દેખાયા. આ દેખાવ જોતાંજ તેની ઉંઘ ઉડી ગઈ અને તેણે ઝટથી હથીયારો સજ્યાં. તેણે ધાર્યું કે તે બીયાબાન જગ્યે જરૂરજ તે શોધતો હતો તે મહાકાળીનું મંદીર હોવું જોઈએ; કારણ ઘંટડા અને ઢોલતાસાનાં અવાજ તો મધરાત સમયે કોઈ કીયાકામ થયું હોય માટે વગાડવામાં આવ્યાં હોય.

કેટલીકવાર ઇનસાનનાં જીગરમાં ચિત્રવિચીત્ર લાગણીઓ કે ઉશકેરાત એકાએક કુદરતી રીતે બરપા થાય છે, તે શા કારણોથી યા કયા અનોખા શક્તિનાં અમલથી તે કોઇ વિદ્વાન પૃથકરણ કરી સંપુર્ણ રીતે સમજાવી શકયો નથી. કારણ તે ઇનસાનની સમજશક્તિની પેલપાર છે. કોઇ અણુદીઠ શક્તિઓની છુપી અસર બાજે વખત કોઇ ઇનસાન ઉપર ઉતરે છે, ત્યારે તે પોતે પણ પોતાનામાં ઉત્પન થયલી તે કોઇ લાગણી દર્શાવી શકતો નથી.

કંઇક આવી તરેહની પ્રેરણા એકાએક ખુરશેદનાં જીગરમાં બરપા થઇ અને તે ઉશકેરાતથી તપવા લાગ્યો. તેનામાં કોઇ ન અટકાવી શકાય તેવી ઇચ્છા ઉત્પન થઇ કે તે પર્વતની ટોચ ઉપર જઇ ત્યાં શું હતું તે કંઇખા ભાગે જોવું.

તે મધરાતનો સમય હતો કે જે વેળા સ્પેન્ટો—મૈન્યોની શક્તિઓ દિવસનાં વખતે દુન્યાની જુદી માટેનાં નેક કાર્યો પછી આરામમાં લેતી હતી. કુલ કુદરતમાં બેહદ શાંતિ હતી, આસમાન તારા સેતારાઓની રોશનીથી ઝલઝલી રહ્યું હતું, વનચરો ખોરાકની શોધમાં નીકળી પોતાથી નબળા હેવાનોનાં શીકાર કરતા હતા, જેથી વારંવાર તે જંગલની એકાંતવાસમાં મરતા હેવાનનાં મોહોત વખતનાં છેલ્લા ચીચાગતાં પડઘા બધે ફેલાઇ જઇ, એક ઇનસાનનાં અંગના રૂવાડાં ખાસ્તીથી ઉભાં કરતાં હતાં. નાપાક શયતાનનાં કાળા રાજમાંજ પોતાની ખુશાલી અને સુખ માનતું બદસુરત ઘુવડ થોડે થોડેવારે અવાજ કાઢી રાત્રીને વધુ ભયભીત બનાવતું હતું; જ્યારે દગાથી મારી ગયલા કોઇ મનુષ્યનો ભટકતો આત્મા કે ભુત અસંતોષ સ્થિતીથી તે જંગલમાં ભટકતો હતો. !

આવા દીલ ધ્રુજાવનાર વખતે ખુરશેદ પાક યઝદાનનું નામ ઝબાન ઉપર લઇ, મુસ્તકીમ કદમે તે ઉંચા ડુંગરના મથાળે ચઢવા લાગ્યો.

સેતારાની ઝાંખી રોશનીમ થોડે થોડેવારે ઠોકર ખાતો, અફળાતો અને સરી પડતો, છતાં ઝનુની ઇરાદાથી કાંત કરવામાં તે આખરે મથાળે પુગો.

તેના માર્ગમાં વચ્ચે એક ખાંચ આવી. મદીરની આસપાસ બાંધેલી તે દીવાલ હતી. તેણે ચીમાઇને તે દીવાલની પેલી બાજુ અંદર નેગાહ કરી તો, કાળા પથરનાં બાંધેલાં ખડકેર સ્થિતિનાં તે મંદીરમાંથી ધડકા અને ઢોલતાસાંના કઠોર નાદ આવતા સંભળાયા, જે સાથ કંઇ કીમીયાકામ કરવાના મંત્રના અવાજો હવાને વધુ ગમગીન અને દેહેસ્તનાક બનાવતા હતા.

એક પળ તે દેખાવ નીહાળી, ખુરશેદ સંભાળથી તે ભીંત કુદાવી અને અંદર ગયો. દરેક ડગલું તે સાવચેતીથી ભરતો તે મંદીરના ઉઘાડા મોટા દરવાજા આગળ આવી પુગ્યો, અને ચીમાઇને અંદર જોયું.

અર્ધ અંધારામાં વીંટળાયલા એક મોટા લંબચોરસ ગોખની વચ્ચમાં એક નાની ચોરસ ઓરડી હતી, જેમાં કાળા રંગની અને રાતી લોહીથી તર થયલી ભયંકર આંખોવાળી કીનાખોર મહાકાળીની મુર્તી હતી, જે મુર્તીની આંખોમાં બે રાતાં માણેક અર્ધ રોશનીમાં અજબ ચમકથી રહી તે ભયભીત મુર્તીનાં ભયંકરતામાં વધુ ઉમેરો કરતી હતી.

જમીનમાં એક ગોળ ખાડો હતો, જેમાં બળતણ બળતાં હતાં, અને જેમાં વારંવાર ઘી તેલ નાખી તેમે વધુ ઉશકેરવામાં આવતું હતું. આ બળતાંના ઓળા ઝાડપર પડેલા તેણે નીચેની ખીણમાંથી જોયા હતા.

"શું કરવું" એ ખ્યાલ સુધી જઇ ફક્ત મારે ઉત્કંઠા અને સાથે કોઇ અણુધાર ઉશકેરાતથા રંગ થઇ જઇ તે દેખાવ જોતો તે બાજુમાં ઉભો રહયો. થોડી પળમાં તો તેની અજાયબી અને સાથે ગુસ્સાની હદ ન રહી.

એક રાક્ષસી કદનો બ્રાહ્મણ જેનાં અંગમાં ફક્ત ધોતર અને જનોઇજ હતાં, જ્યારે કપાળ, છાતી અને પેટ સુધી ચંદન, કંકુ વગેરેનાં અગણીત લીસોટા હતા, અને તેનાં કપાળ ઉપર એક ભયંકર જખમની નીશાણીઓ દેખાતી હતી. તેનો સામટો દેખાવ, તેની ચકચકીત ખુની આંખો, તેનાં ગુચ્છાદાર ભવાં વગેરે તેને એક ધર્મગુરૂ તરીકે ઓળખાવવા કરતાં કોઇ ક્રુર મનુષ્યનું લોહી પીનાર રાક્ષસ તરીકે વધુ પીછાણે. તે હોલનું એક ખુણુ જે સંપુર્ણ અંધકારથી ઘેરાયલું હતુ, તેમાંથી એક આકારને ભારે ઝડપ અને ક્રુરતાથી ઘસડતો તે લાવતો હતો; જ્યારે તે કોઇ કેદી ઇનશાન પોતાની કમજાતની અજબથી ધાસ્તી ખાઇ જઇ, કંપારી ઉપજાવે તેમ ચીચારી પાડતો હતો, જેના પડઘા તે ટેકરીના ખુણેખુણામાં ફેલાઇ પાછા ફરી શરીરમાં ધાસ્તી પેદા કરતા હતા.

ખુરશેદ ભારે ઉશકેરાટથી વધુ હીમતવાન બની દરવાજાની વધુ નજીક ગયો, અને અર્ધ અંધારામાં આંખો મીંચી જોવા લાગ્યો. બળતાંની ચેહ સળગી હતી, જેમાં તરતના ર તેલના છંટકાવથી બળતાંનો શોલો વધુ ઉંચે ચડયો, જેથી ઉજરડું થયું અને ખુરશેદે જે દેખાવ જોયો તેથી ગોયા એક પળ તેની નશમાં દોડતું લોહી બંધાઇ ગયું ! તણે આંખો ફાડી ફાડીને જોયુ, ધર્મગુરૂ જે ઇનશાનને મહાકાળીના ભોગ તરીકે અર્પણ કરવા ઘસડી લાવતો હતો તેની તરફ જોયું.

એક પળમાં બળતું પાણું બેસી ગયું, જેથી મંદીરમાં એટલી તો ઝાંખી રોશની હતી કે કંઈ પણ સ્પષ્ટ દેખાતું નહતું. તે કોઈ કમનસીબ ભોગને એક કાળા બાકડાંનો હાથી જે બાજુમાં રાખેલો હતો તેની આગળ ઘસડી જવામાં આવ્યો અને ઉંચકીને સૂંઢ સાથ મજબૂત બાંધવામાં આવ્યો. હજી પણ તે વિચીત્ર કાર્ય શા માટે કરવામાં આવતું હતું, તે સુલેહ સમજી ન શકવાથી, ખુરશેદ પોતાનો ગુસ્સો દબાવી, અજાયબીથી આતુર બની તે રહ્યુ બારીકીથી નીહાળવા લાગ્યો.

ચાર પાંચ સીસા રંગના ગુચ્છા દાઢીવાળા જંગલીઓએ એક ભયંકર બરાડ પાડી કે—"જે કાળી! જે અંબે! જે કાળી! જે ભવાની!" અને પેલા બાકડાંના હાથીને તેના આસમાન ઉપર ગોળ ફેરવવા માંડયો! જેવો તે હાથી આંચકાથી ગોળ ફરવા લાગ્યો કે સઘળા જંગલીઓ ધારદાર કુહાડા કે કોયતા હાથમાં તૈયાર રાખી તે હાથીની આસપાસ દોડતા જઈ "જે માતા! જે કાળી! જયઅંબા ભવાની!" કહી પોકારો કરી અને પેલો કમનસીબ ભોગ જે પણ ચીચીયારા પાડતો હતો તેનો અવાજ સામટા અવાજથી દાબી દેવા કોશીશ કરતા હતા.

ઝાંખું પડેલું બળતું એકાએક આ વેળા પવનના સપાટાથી વધુ રોશન થયું, જેથી બધો દેખાવ થોડીક પળ ખુરશેદની નજરે ખુલ્લો દેખાયો.

"ઓ ખુદા! હું શું જોઉં છું?" હાડેહાડ ધ્રુજતાં, એક પળ આવાજ જેવા બનેલા ખુરશેદનાં મુખમાંથી ઉદગાર બાહેર નીકળી પડયા, "કોણ!! એક સ્ત્રી! કાળી માતાનો નિરમાણ થયલો ભોગ—અરે તે કોણ?—તે મારી બાહેરદાર જરબાનુ! જર!—ઓ મારી વહાલી જર!!"

બીજી પળે એક ભયંકર કસમ ઝબાન ઉપર લઈ પોતાની તરવાર ઉંચી તે એક ગાંડા ઇનશાન માફક વાહેમ મંદીરમાં ધસ્યો.

મનુષ્યને ભોગ આપવાની પોતાની શયતાન્યત ખુશાલીમાં ખલલ કરવા એકાએક કોઈ રજપુત જેવો લડવૈયો કુદી નીકળેલો જોઈ તે માણસખાઉ કાળા માતાના પુંજારીઓને બેહદ ક્રોધ ચઢયો, જેથી પોતાના હાથમાં ધારદાર હથીયારો,—જે વડે મુર્તીના ભોગને તેઓ અસંખ્ય જખમો કરી રીબાવી મારી નાંખનાર હતા; તે લઈ ખુરશેદ સામે ધસી આવ્યા. ફક્ત પોતાની લાંબી તરવારને લીધેજ ખુરશેદને તેઓ ઉપર કંઈ સરસાઈ મળી, પણ તે એકલા સામે ૪–૫ ઝનુની જંગલીઓ જેમાં વધુ ભયંકર તો પેલો રાક્ષસી આસામી



ઝાંખુ પડેલું બળતું એકાએક પવનનાં ઝપાટાથી વધુ રોશન થયું...અને ખુરશેદને નજરે સઘળું ખુલ્લું દેખાયું..."ઓ ખુદા ! કોણ ! ! એક સ્ત્રી ? કાળીમાતાનો નિરમાણ થયલો ભોગ—અરે તે કોણ ?—મારી મોહોરદાર જરઆનુ ! જર ! !" (સફો ૪૮.)

દોસ્તો હતો. પોતાની પીઠ ભીંત તરફ રાખી ખુરશેદે ભારે ઝનુન અને ચાલાકીથી લડાઇ કરી, જેથી ઘણુ જંગલીઓ ભારે જખમી થઇ તુટી પડયા, જ્યારે બાકીના બે આદમીઓ કુદે અંધારામાં ગુમ થઇ ગયા. તરતજ ખુરશેદે મોજ કરતા હાથીની હીલચાલ અટકાવી, ભારે દોડાદોડીથી પોતાની દીલબરનાં શરીર ઉપરનાં દોરડાં કાપી નાંખી તેણીને હાથીની સુંઢ ઉપરથી છોડવી, ભારે ધીક્કાર અને કીનાથી તે સુંઢ ઉપર એવો તો જબરદસ્ત જરબ તરવારથી લગાવ્યો કે ગોયા તે હાથીની સુંઢ હસ્તી ધરાવતીજ હતી નહિ એમ કુદે ઉડી ગઇ.

માહોતની ધાસ્તીથી અધમુઇ, બેફામ બની ગયેલી જરબાનુએ ભારે અચરતી અને બેહદ ખુશાલીથી તેણીના બચાવનારા વ્હાલા પ્યારીંદને જોયો, ત્યારે મનનો કાબુ છોડી દઇ બેશુદ્ધ થઇ ગઇ. ખુરશેદે બેહદ સંભાળ અને વ્હાલથી પોતાની દીલબરને ઉઠાવી બાહેર ખુલ્લી હવામાં લઇ જવા ચાલવા માંડયું; તેટલામાં એકાએક મારો શાહોર ઉઠયો, અને કાળીમાતાની મુર્તિની ઓરડીમાં આંછી બળતી બે દીવીઓ તેમજ ખાડામાંનો રોશની આપતો આતશ નાબુદ થઇ ગયો, અને મંદીરના ખુણેખુણામાંથી નીકળી કોઇ ન ખમાય કે દમ લેવાય એવો ઝેરી ધુંવા બધે ફેલાઇ ગયો. પોતાના કીંમતી પ્યારા બોજા સાથ બાહેર દોડી જવા ખુરશેદે જીવતોડ કોશીશ કરી, પણ તેનો શ્વાસ ચાલતો એકદમ રૂંધાઇ ગયો, તેનાથી વધુ દમ ન લેવાયો, તેના હાથ પગ ઢીલા બની જઇ પોતાનું કાર્ય કરતા અટકી ગયા, તેનું મગજ ચકભમ થઇ ગયું, અને અફસોસ—! તેની મગજશક્તિ પોતાનું કાર્ય કરતાં અટકી ગઇ. તેની યાદદાસ્ત શક્તિ ગુમ થઇ ગઇ...તે તુટી પડયો.

---

## પ્રકરણ ૧૯ મું.

## “મધરાતનું મહાતમ.”

કેટલીક વારે ખુરશેદનું ચકભમ થયળુ મગજ ધીરે ધીરે શાંત થવા માંડયું, અને તેને શું બનયું હતું તેનું ભાન આવ્યું. તેણે પોતાની આજુ બાજુ પોતાની દીલબર પડી હોય તે શોધવા આતુરતાથી હાથ ફેરવ્યો, પણ તરતજ જાણે સરપે દંશ માર્યો હોય તેમ ખેંચી લીધો, કારણ માહોતની ઠંડી ગોદમાં તેની તરવારનો ભોગ થઇ પડેલો એક જંગલી નજદીકમાં પડયો હતો, જેની ફાટેલી ખોપરીથી ગઝબતી માથાની તાળકી ઉપર તે હાથ અથડયો હતો. તેણે

વધુ સંભાળથી બીજી બાજુ હાથ ફેરવ્યો તો તે હાથ લોહીથી ખરાબ ખાબોચીઆમાં બોળાયો, અને વધુ મગજ શાંત થતાં જણાયું કે ખુદ તે પોતે પણ લોહીના ખાબોચીયામાંજ પડેલો હતો! રૂવેરૂવાં કમકમા. તેણે આંખો ખોલી, પણ તદન અંધારૂં માલમ પડયું. તે હડીને બેઠો અને આંખો ચોળી ફરી એક વાર ચો તર્ફ નજર ફેંકતા, કેટલેક દુર તેને સેતારાઓની ઝાંખી રોશની દેખાઈ. તે તરફથી મંદીરમાં દાખલ થવાનો દરવાજો હતો એમ તેણે અનુમાન કર્યું. તે લથડતાં પગલે ઉઠયો તો તેની નજરે જ્યાં અગ્નીકુંડ હતો તેમાં હજી પણ ઝાંખો આતશ પજરતો હતો. તે તેની આગળ ગયો અને ત્યાં પાસ પડેલું હતું તે આતશ ઉપર નાખ્યું, અને એક બળતું તણખું લઇ મહાકાળીની મુરતીવાળા ઓરડા બાહેરની દીવી સળગાવી, અને બેબાકળી એવી નજરે પોતાની માહેરદાર કયાં પડી હતી તે શોધવા લાગ્યો. તેની ઝનુની શમશીરના ભયંકર ભોગ લોહીના ખાબોચીઆમાં મોહોતની ઉંઘમાં પડેલા હતા તે સીવાય બીજું ત્યાં કંઇ હતું નહી. જરબાનુ તો કેઠે જણાઇજ નહી! એક પળ તે કપાળ પકડીને શકમાં ઉભો. શું તેણે જરને કાળમાતાના ભોગ તરીકે એઇ બાલમ મોહોતના પંજામાંથી છોડવી ન હતી? શું તે એક સ્વપનોજ હતો! પણ નહી-થોડે દુર પડેલી હાથીની સૂંઢે તેનાં શક દુર કર્યો તે બનાવ ખચીતજ બનયો હતો.

તયારે જરનું થયું શું હતું? તેણી કયાં ગઇ? તે એકાએક બેફામ કેમ બની ગયો હતો? શું કોઇ ઝેરી વનસ્પતીનાં ધુમાડાથી તેને બાઇલાજ બનાવી, પેલો ભયંકર વડો આહમણ તેની દીલબરને કેઠે ઉઠાવી ગયો હશે! તયારે તે ખુની બ્રાહમણે તેને કાંય જીવતો રહેવા દીધો હશે! શું તેને મુવેલો ધાર્યો હશે!

તેનાં સવાલોનાં જવાબ તેણે અંતરમાં પોતાનેજ પાછા આપ્યા. તેણે પક્કો ઠરાવ કર્યો કે તે ભયંકર મંદીરનું ખુણેખુણું ફરી વળી જરબાનુનો પતો મેળવવો, અને જો ગરજ પડે તો તે જગ્યાનો પથ્થરેપથ્થર તળે ઉપર કરી નાંખવો! પોતાની માહેરદાર ખાતર બેહદ જોખમતો ખેંચી, જયારે તેણીને કમકમાત ઉપજાવનારા મોહોતમાંથી બચાવી શકયો, ત્યારે જાલીમ તકદીરે દગો દીધો હતો. વળી તેણે વીચાર કર્યો કે બેહેન નવાજ કયાં હશે! તેનાં દુઃખી મગજમાંથી અનેક ખ્યાલો નીકળવા લાગ્યા, જેથી અધીરો બની તેણે ઝડપથી જમીન ઉપર પડેલી પોતાની તરવાર હાથમાં લઇ, તે હીંમતથી કાલીમાતાન મુરતીવાળા ઓરડામાં દાખલ થયો. તે ભયંકર દેખાવની મુરતી ઝાંખી રોશનીમાં વધુ વિકાળ દીસ્તી હતી. તેણીની બાલ માફક જડેલી આંખ્યો ગોયા ખુના બનેલી કોઇ દાકણની હાલત બતાવતી હતી.

તેણે અહીંતહીં જમીન ઉપર કોઈ ભોંયરાંની હસ્તી હોય તેની શોધ કરવા માંડી, પણ કશી નીશાણી જણાઈ નહીં. તર્યાંથી અંદેર નીકળી બાહેરના ભાગમાં અંધારા હોલમાં ખુણે ખુણા તપાસ્યાં પણ કોઈ જાતની શોધ થઈ નહીં. નીરાશ—હદબહાર નીરાશ બની શું કરવું તેનાં ખ્યાલમાં થોડીક પળ તે ઉભો. એકાએક તેનાં ખ્યાલોમાં ખલલ પડી અને તે ચોંકી ઉઠ્યો. તેણે દૂરથી આવતો કોઈ ઈનસાનના દુઃખનો પોકાર સાંભળ્યો. પણ કઈ બાજુથી તે મુદ્દલ સમજ પડ્યું નહીં તે કોઈનું રૂદન કોઈ ઘેરાયલી જગ્યામાંથી આવતું હતું. એમ તેનાં દબાયલા અવાજ ઉપરથી તેણે અનુમાન કાઢ્યું. તે કંઈક વીચાર કરી જમીન ઉપર કાન દાબી સાંભળવાની કોશીશ કરવા લાગ્યો. આહ! તે કોઈ ફરયાદ અને માહેતમનો પોકાર જમીનનાં પેટમાંથી આવતો હતો! મંદીરમાં કેઈ ભોંયરું ખચીતજ હસ્તી ધરાવતું હતું. મધરાત સમયનું તે રૂદન તેનાં બદનનાં રૂવેરૂવાં ઉભા કરતાં હતાં, એટલું કરુણારસીક અને ગમગીન તે લાગતું હતું.

તેણે બેબાકળા બની એકવાર ફરીથી ઝડપી તપાસ કરી તે ભોંયરું શોધવા કોશીશ કરી. વારંવાર જમીન ઉપર કાન દાબી સાદનું જોર ક્યાં વધુ હતું તે તપાસવા લાગ્યો. તેની તે તપાસમાં એક વખત અવાજ એટલો તો નજીક લાગ્યો કે તેણે ખાત્રીથી માન્યું કે તે ભોંયરાંમાંના કોઈ ઈનસાનની બહુજ નજીક હતો. તે જગ્યા સંભાળથી તપસ્તાં સખત ફરસબંદી સીવાય કંઈજ હાથ લાગતું જણાયું નહીં. ઈનસાનનું ભેજું ખચીત મહાન તરકશક્તી ધરાવતું પુરવાર થયું છે, અને તે શક્તીની બરકત ખુરશેદ ઉપર વધુ ઉતરી હતી. તેણે અવાજ જ્યાંથી વધુ નજીક સંભળાયો હતો તે જગ્યેથી થોડે દૂર આસપાસની જમીન ઉપર કાન દાબી સાદ ધીમા યા સ્પષ્ટ સંભળાતો હતો તે તપાસવા માંડ્યું. તેની અટકળ ખરી પડી. ફક્ત એકજ બાજુથી ખુલ્લો સાદ સંભળાયો એટલે તેણે અનુમાન કાઢ્યું કે ભોંયરાનો તે બાજુ કોઈ મારગ હોવાથીજ સાદનો ધ્વની દોડતો હતો. તે ચોક્કસ દીશામાં વધુ ધ્યાન કરતો આગળ વધ્યો અને જોયું કે તે દીશા તેને કાળીમાતાના ઓરડા તરફ દોરી લઈ જતી હતી! ત્યારે શું ભોંયરાનો મારગ માતાની મુરતીના ખંડમાંજ કેઠે હશે? તેની બારીક તપાસમાં તો તેવું કંઈજ માલમ પડ્યું ન હતું. તેણે ફરીથી મુરતીવાળા ઓરડાના ઉંબર ઉપર કાન દાબ્યો તો તેની તરફ સાચ્ચી જણાઈ ખચીત મુરતીની ઓરડી સાથ ભોંયરાંને સંબંધ હોવાજ જોઈએ.

એકવાર ફરીથી ધગધગતાં જીગરે આ અરધ અંધારા ભયંકર સુરતીવાળા ઓરડામાં દાખલ થયો, અને ખુણે ખુણે બારીક તપાસ ચલાવી પણ કોઇ છુપા મારગની નીશાની જણાઇ નહી. તેણે વીચાર કરી ભોંય ઉપરથી નજર ખસેડી ભીંત ઉપર તપાસ ચલાવી પણ તેનું પરીણામ પણ મીંડુ આવયું.

હવે એકજ સવાલ, જવાબ વગરનો બાકી રહયો હતો, તે એ હતો કે અગરજો ભીંતમાં નહી કે જમીનમાં નહી તો પછી ક્યાંથી મળે? દરેક પળ તેને એકેક દીવસ જેવી લાંબી લાગી. બસ વીચાર અને વીચારજ. પણ આહ! એકાએક તેની નજરી ઉભેલી તરફ શકદીએ પાછી ગતી મેળવી. ફરીથી તે ધ્યાનથી મોટેથી બબડયો. "અગરજો ભીંતમાં નહીં કે જમીનમાં નહીં તો ઓરડામાં જે કાંઇ બાકી રહયું હોય તેમાંથી પતો મળે! અને તે ખાલી બીહામણા ઓરડીમાં તો બીજું કાંઇ ન હતું—ફક્ત મહાકાળીની ભયંકર સુરતી! એટલે સુરતીમાંજ કંઇ ભરમ છુપાયલો હતો."

તેને આ ખ્યાલ બેઠલો તો ખાત્રીપુરવક લાગ્યો કે તેને જોકે તેલ, સીંદુર, રંગ વીગેરેથી લપટાયલી તે વીક્રાલ સુરતીને હાથ લગાડી કોઇ છુપા મારગની ચાવી માટે તપાસ કરતાં કમકમાટ છુટો, છતાં તેણે પોતાની વ્હાલી માહેરદાર જરને ખાતર તેમ કરવા પણ દીલ ચલાવ્યું.

અહીં તહીં હાથ ફેરવી જોતાં તો કાંઇ માલમ પડયું નહીં,—પણ સુરતીની પીઠ પાછળ તપાસ કરતાં ખચીતજ તેની ખુશાલીનો પાર ન રહયો. કોઇ છુપી ચાપ તેની શોધ કરતી આગળીને અથડી, અને ધીમાં ઘોંઘાટ સહીત, સુરતીની પીઠમાં બાકોરું પડયું! હવે રદન કરવાનો અવાજ જરાબી ગુંગળાયા વગર ખુલ્લો કાને પડયો.

તે એક એવા જીગરનો જરથોસ્તી હતો કે કોઇપણ પ્રકારનાં જોખમથી કદાચ્જ ડરી જઇ પાછળ હઠે. કોઇ અણજાણ્યા પાતાળનાં પેટામાં જવું, તે પણ આસપાસ દુશમનોની ચાલ ધાસ્તી છતાં, એ ખચીતજ જોખમભરેલું હતું તોપણ તેણે તે જોખમ ખેડવા હીંમત કરી. સુરતી આગળની ઝાંખી બળતી દીવી ડાબા હાથમાં લઇ, જમણા હાથમાં નાગી તલવાર ઓસ્તવારીથી પકડી "યથા તારી મદદ" બોલો બોલી તેણે ભોંયરામાં ઉતરવા માંડયું. દીવીની રોશનીથી તેની નજરે પેટામાં જતાં ખડકમાં કોતરેલાં પગથીયા જણાયા, તે ૨૧ પગથીયા ઉતરી રહયા પછી ભોંયરાંની સપાટ જમીન આવી. માથે ઉંચે દીવી ધરી તેણે ધ્યાનથી તે જગ્યા તપાસી: તે દાદર આગળથી ફક્ત ૩ ફીટ પહોળી અને આશરે ૯ ફીટ ઉંચી મળી શરૂ થતી હતી, જે ખચીત

ભીતરનાં ભોંયરાંઓમાં જતી હોવી જોઈએ. ચાલુ હાય અફસોસ કરતા, ઇનસાનનો અવાજ સાંભળી તેની મદદે આવતો હતો એવું ખુમ પાડી તેને ધીરજ આપવા તેણે વીચાર કીં, પણ તે ખ્યાલ તેણે તરતજ ખંખેરી નાંખ્યો કે રખે તેનાં અવાજથી પેલા કેદે ભરાયલો ભયંકર રાક્ષસી પ્રાહમણ કંઇ નથી આફત તે બેનરાંમાં તેને મારી ઉઠી કરે.

આથી તે ચુપચુપ પેડુંક ચાલ્યો કે તેની નજરે ખડકમાં ખડબચડી કોતરી કાઢેલી એક ઓરડી યા ગુફા દેખાયો, જેમાં કોઇ ઇનસાનને દોરડાથી સીકડેલો ભીંતમાં જડેલા લોખંડનો કળાં સાથ બાંધેલો હતો. તે કોઇ કમબખ્ત ઇનસાન ખચીતજ મરદ હોવો જોઇએ એમ તેનાં ભોંયરી અવાજ ઉપરથા ખુરશેદે શરૂઆતથીજ માન્યું હતું. તે કોઇ કેદી પોતાની નજીક આવેલી ભયંકર સુરજતથી હેબત ખાઇ જઇ ભારે દુઃખથી રૂદન કરતો ઉંધે ખાકમાં પડેલો હતો. તેનાં ડચકાં તે ભયંકર જગો બેરાઇ જઇ બહુ બીહામણા પડધા પડતાં હતાં તે બરએંન્તે સ્થિતીનાં સખસને જોઇ ખુરશેદનું દયાળુ પારસી જીગર બહુ બળવા લાગ્યું. તેણે ડાબી બાજુમાં ખુલી પોતાની તરવારથી લોખંડનાં કળાં સાથ બાંધેલું દોરડું કાપી નાંખી તેને છુટો કીધો. તે કેદી પોતા ઉપરની આફતથી એટલો તો ગાફેલ બની ગયો હતો કે તેનો છુટકારો થયો હતો એમ તે માનીજ પણ શકયો નહીં. જ્યારે ધીમેથી ખુરશેદે તેને ચતો કીધો અને હાથ પગ ઉપરનાં બંધ કાપ્યા, ત્યારે તે દુઃખી સખસે અતી કરગરતા અવાજે હાથ જોડી આજીજી કરતાં કહ્યું:—

"ઓ મનુષ્ય! જો તારામાં ઇશ્વરની કૃપાનો જરાએ અંશ હોય તો મને ભયંકર કાળીમાતાનો ભોગ નીરમાણ કરી કમોહોતે મારી ન નાંખ! મેં અત્યાર સુધી કોઇ મનુષ્ય કે પશુની હત્યા કરી નથી, પણ અહોનીશ દક્ષણા આપી છે, સદાવ્રત ખોલ્યાં છે, મંદીર બંધાવી આપ્યું છે, ગંગા-જમુના ઉપરનાં પવીત્ર સ્થળોની યાત્રાઓ કરી છે, માટે મારા જેવા 'દંતીને શું' કામ ભોગ આપે છે! મારા છૈયા છોકરા ઉપર દયા કર! લે, હું અહીં સપત લઉં છું કે રતનપુરના રાજા ઉપરનું મારૂં દેવું ચુકવું છે એમ લખી આપીશ..લે,... મારી પુંજીનો અરધો હીસ્સો તને આપવા હું કસમ ખાઉં છું! બસ, મને બચાવ!—બચાવ!! ઘાતકી મોહોતે મરતાં બચાવ!

"અય કંગાલ ભાઇ—ઉઠ!" દયાથી દાઝી મમતાથી તેની પીઠ ઉપર હાથ પસવારી ખુરશેદે તે સખસને ધીરજ આપતા કહ્યું. તારો છુટકારો કરવા ખુદાએ મને આ જગ્યે મોકલ્યો છે, માટે ઝડપ કર, ઉઠી જા અને બાહેર નીકળી છુટાપણાની ચોખી હવા દમમાં લે."

"શું!" એક પલ ખુશાલીથી તનની રગેરગમાં ધમકી તે કંગાલ સખ્ત પુછવા લાગ્યો: "મારે છુટકારો થાય છે? હું શું જાગુ છું કે સ્વપ્ને જોઉં છું?" પણ બીજી પળે એક એક નીરાશ ચેહરે મથું ધુણાવતાં બોલી ઉઠયો: "ના ના, તું મને અહીંથી ફાંસબારી ઉપર લઇ જઇ ભયંકર વાલીનો ભોગ આપનાર જ ક્ષમા કર. ઓ મનુષ્ય! તારી જીંદગી જેટલી તને વહાલી છે તેટલીજ મને મારી પણ છે, હજી પણ મારા બાળબચ્ચાં ઉપર ક્ષમા કર," બે બે હાથ જોડી કરગરતી નજરે જઇ ખુરશેદનાં પગે લાગતાં કહ્યું.

"ઉઠ—જલદી ઉઠ, દુઃખી બંદે! હું તે મહાન સાહેબ જેણે તુંને અને મને પેદા કર્યા છે તેનાં કસમ ખાઇ કહું છું, કે હું તારો આ ભયંકર મંદીરમાંથી છુટકો કરવા બહુ આતુર છું. ઓ મારો પીવાક! હું આફ્રાઝુ નથી પણ એક ક્ષત્રી છું" ધીમેથી તેના ખભ માંથી પકડી ઉઠાડતાં ખુરશેદે સમજ આપી.

ત કેદીએ ખં નીજવાર કંઇક શાંત બની ખુરશેદનાં ચહેરા ભણી પહેલાં જોયું, અને પછી તેના પગ ઉપ ઝાંખી નજરમાં ફેરવી જઇ અજબારથી પોકારી ઉઠયો:—

"૩૩ કરોડ દેવતાઓનાં તારા ઉપર આશીર્વાદ ઉતરજો! ખચીતજ તું શુરવીર અને દયાળુ ક્ષત્રી દેખાય છે, તેથી મારી ખત્રી છે કે તું મને છળકપટથી મારી ન નાંખ!"

---

## પ્રકરણ ૧૧ મું.

### "માણેકચંદ શાહુકાર."

તે છુટકારો પામેલો કેદી લડકતે પગલે ખુરશેદની પુઠે ચાલવા લાગ્યો. તેઓ કસ્તુ- મિનરા ઉપર જવાનાં પગથીઆં સુધી આવ્યા કે એકાએક ખુરશેદ અટકી જઇ તે સઘન ભાવ કાંડી ઝાલીપકડી લઇ ઝડપી ઉથકેરાવતા સાદે સવાલ પુછવા લાગ્યો:—

"બોલ જલદી, નરા ઉપરાંત બીજા કેટલા બિમ માટેનાં કમનસીબો આ હોજ રવાં કાપલા છે? જવાબ દે—શું એક આ કેદી અંદર નથી?"

તેના આવી અસાધારણ રીતભાતથી તે કેદી એકપળ દંગ થઇ ગભરાઇ ગયો.

"બોલ—જલદી ખુલાસો કર ! મને એક પળની ધીરજ નથી." અધીર ઉશ્કેરાયલા અવાજે ખુરશેદ પોકારી ઉઠયો.

"મને બચાવનાર શુરવીર રજપુત—મારા ઉપરાંત હું એકલો જ પણ કેદી ભોંયરામાં નથી. હા—એક રંભાને જેવી બાળા હતી ખરી, પણ કાળ તે બીચારી તો કમોતે કેટલા કબાક અભાગણી મારી ગઈ છે. જી ઉપરની વિકાળ મહાદુઃખીનો ભોગ બની છે" અને તે કેદી કંપકમી ધ્રુજયો.

"નહી એમ ના બોલ. તેણીને ભયંકર રાક્ષોતના દાબામાંથી મેં છોડવી હતી." ખુરશેદે તરતજ તેની ભુલ ભાંગી જવાબ દીધો.

"પરમાત્માનો કૃપાળુ છાંયો સદા તારા ઉપર રહેજો, બહાદુર રજપુત.' તેણે ખરાં દીલથી આશીર્વાદ દેતાં કહ્યું, "ભર જવાનીની વસંત ઋતુમાં કમકમાટભર્યા મોતોને મારવા જવા માટે નિરમાણ કરેલા ભોગોને સહાય થવાનું કર્મ મચીતજ પરમેશ્વરની પ્રશંસા પામે છે." તે લાગણીથી બોલ્યો.

"ચાલ ભાઈ, ઉપર આવ આપણે વધુ તપાસ કરૂ." ખુરશેદે નિરાશ સાદે અરજ કરી.

તેઓ કંઈ પણ વધુ બોલ્યા વગર ચુપચુપ મુરતીની પીઠ પાછળથી ઉપર રમવ્યા, અને ઓરડાની બાહેર ગયા. એકતર કુદરતી ન ધારેલી ખુશાલીની હવા દમમાં લેતાં, તે કેદી જીગરનાં આભારના ઉભરાથી ખુરશેદને વળગી પડયો.

તેઓ તે મંદીરની બાહેરનાં ચોગાનનાં એક ઝાડ હેઠળ બેઠા. લગભગ પરોઢયું ફાટવાની તઈયારી હતી.

પોતાની ભત્રીજીની વ્હાલી માહોરદાર વીશે કંઈ પણ વધુ ખબર મેળવવાની ખુરશેદને ભારી ઈંતેજારી હતી, તેથી તેણે ફરીથી જરનાનું વીશે સવાલ પુછયો; જેના જવાબમાં તેના સાથીએ જણાવ્યું કે એક બાળાને ગઈ કાલે સહવારે લાવી કેદ કરવામાં આવી હતી, અને રાત્રે માતાનાં બળીદાન માટે જોર જુલમથી, પેલા ભયંકર રાક્ષસી ધર્મગુરૂ અને એક જંગલી મળી ઘસડી ગયા હતા.

ખુરશેદે નીરાશીથી માં કુમલાવ્યું.

"અજાણ્યા પુરૂષ તારૂં નામ શું અને તું જાતનો કોણ છે?" ખુરશેદે સવાલ કર્યો, અને તેજ વળે પરોઢયું ફાટયું અને ખુરશેદ મહાદનાં નરમ સોનેરી કીરણો તે બેઆનાં સખ્સનાં મોહડા ઉપર પડયા, જેથી ખુરશેદે તે ચેહેરો ખુલ્લો નીરખ્યો: લગભગ ૫૦ વરસની ભરતીમાં આવેલો તે સખ્સનો

ચહેરો લાંબી ભરાવદાર મુછ અને ભરેલાં લોહીયાર ગાલોથી દમામદાર દીસતો હતો. તેની કાળી નરમ આંખોમાં મરયાદા અને દયા, જ્યારે પહોળા ચકચ-કતા કપાળ ઉપર શાંત અને આનંદમય જીવનની રોશની ચકચકતી હતી. તેનું ભરેલું મોં તેની સુખવાસી જીંદગીની સાહેદત પુરતું હતું. તેનાં આબરૂદાર ચેહરાથ ખેંચાવે, કુદરતી રીતે ખુરશેદનું જીગર તેની તરફ દીલસોજી અને મીત્રતાથી ખેંચાયું.

"વીરા ક્ષત્રી—મારૂં નામ માણેકચંદ નગીનદાસ છે, અને હું શ્રી અંક-લેશ્વર શહેરનો એક આગેવાન શ્રાવક સાહુકાર છું. મારા માઠા કરમના જોગે મેં એક વેળાનાં રાજકુંવર દુર્યાનસીંગને નાણાંની મોટી રકમ ઉછીની આપી હતી, તે ધીરધારને આજે પાંચ વરસ વીતી ગયાં છે. અને સાધારણ દરે વ્યાજ ગણતાં તે હજારો રૂપીઆનું દર વરસે થયું છે. દર સાલ કુંવર મને આશ્વાસન આપતો હતો કે તે આવતાં વરસે મારી મુદ્દલ રકમ તેનાં ઉપરનાં વ્યાજ સીકે પગાર કરશે. આ વરસે તે ગાદીએ બેઠો, એટલે મને આશા આવી કે નાણાં હવે પગાર થશે. તેથી જ્યારે મને દુર્યાનસીંગે ખુદ પોતેજ કેહેણ મોકલી રતનપોર બોલાવ્યો ત્યારે તો મારી આશા ફળીભુત થવાની દરેક વકી હતી. મેં વર્ષો અગાઉ એવી માનતા લીધી હતી કે જો આ મોટી રકમ, જે હું પાછી મેળવવાની આશા રાખતોજ ન હતો, તે જો મને મળે તો મારે પવીત્ર તીર્થ "અમરકંટક"માં સદાવ્રત બંધાવવું અને અહોનીશ ભુખ્યાને જમાડવા, તમે તે ઉપરથી સમજી શકશો કે જ્યારે રાણાનું કહેણ મને મળ્યું ત્યારે મારી ખુશાલી શા માટે વધુ હતી. હું રાણાના દુત સાથ રાજધાની રતનપોર તરફ આવતો હતો, તેટલામાં એકાએક જંગલમાં એક ભયંકર દેખાવનો રાક્ષસી શાહાણ અને ત્રણ ખુની જેવા જંગલીઓ હમારા ઉપર તુટી પડયા. પેલો રાણાનો મોકલ્યા તો કંઇપણ મારો કે પોતાનો બચાવ કરવા વગર તરતજ કેડે નાસી છુપાઇ ગયો, અને હું હથીયાર વગર એટલે લાચાર બની ગયો. તે લુંટારાઓએ મને ઘોડા ઉપરજ બાંધી દઇ કેદી કર્યો, અને અમે એક ઝડપી લાંબી મુસાફરી કરી. નદી, નાળાં, ટેકરી અને અરણ્યનાં કુંડાં છુપા માર્ગોમાંથી અમે કલાકો સુધી મુસાફરી કરી, છેવટે આ ડુંગર ઉપર ચડયા. તે શખસોની મુસાફરી વેળાની વાતચીત ઉપરથી મને જણાયું કે મારી સાથ દગો રમી મને સપડાવવાની ખાસ ગોઠવણ અગાઉથી રચાઇ હતી; તેમજ જ્યારે રાણાનો સૌથી વફાદાર અને બહાદુર ગણાતો નોકર જયપાલ, તે લુંટારાઓ સામે જરા પણ લડવા વગર નાસી ગયો અને તેની પુઠે કોઇપણ દોડયુંજ નહી, તે બનાવ ઉપરથી પણ મને સમજી જતાં વાર ન લાગી કે રાણાએ મારી ઉછીની

લીધેલી બાકી રકમ પાછી ન આપવાની બદનીયતથી મારો દગોથી કાંટો કાઢવા કાવત્રું રચ્યું હતું. આ બાબત જયારે મેં પુરે સંભાળથી વીચાર્યું ત્યારે મારા પ્રાણની આશા છોડી. વીંધ્યાચળ પર્વતોમાં આવેલા પ્રખ્યાત મહાકાળીનાં મંદીરમાં મનુષ્યનાં ભોગ વારંવાર અપાતા હતા તે મને ખબર હતી, અને જયારે મને પહાડી પ્રદેશમાં લાવી, આ ડુંગર ઉપરનાં મંદીરનાં ભોંયરામાં પુર્યો, તેજ વેળા મેં ખાત્રીથી માન્યું કે મારી જીંદગીના થોડા કલાકો આ સૃષ્ટી ઉપર બાકી હતા, કારણ હું ત્રીકાળ લોહી પીનાર કાળીમાતાનો નીરમાણ થયલો ભોગ હતો. આ મારી સાદી પ્રમાણીક કહાણી છે?" માણેકલાલે બોલવું પુરું કરી આસપાસ નજર ફેંકી.

તે કહાણી સાંભળી ખુરશેદે દીલસોજીથી જવાબ દીધો:—

"અફસોસ! ભાઇ માણેકચંદ...રતનપોરનાં હાલનાં કુછંદી રાણાની બદમાશી, છળકપટ અને નગુણાપણાનાં જેમ તમે ભોગ બન્યા હો, તેમ મારી પણ હાલત છે. મને બરાબર યાદ છે કે જયારે રાણાનાં ચંડાળ બેખાને હમે જંગલમાં પકડી બાતમી માટે સજા કરી, ત્યારે પોતાના એકરારમાં તે બોલ્યો હતો કે તે અંકલેશ્વર તમને બોલાવવા ખાસ જતો હતો, અને તે વેળાજ હમુને તે સખ્ખસ તેમજ રાણાની મતલબ ઉપર શક ઉત્પન્ન થયો હતો."

એકવાર ફરીથી ખુરશેદને પોતાની ધણીયાણી જરબાનુની યાદ જીગરમાં તાજી થઇ, અને તે બેહદ નીરાશીથી બેચેન અને દલગીર બની કેટલીક વાર સુધી વીચારવંત બની ચુપ બેઠો. થોડીવાર રહી કોઇ ચોકકસ ઠરાવ ઉપર આવી તે જુસ્સાથી ઉભો થઇ માણેકચંદ તરફ પોતાની દુઃખી નજર ફેંકી બોલી ઉઠયો:—

"ઉઠો માણેકચંદ, હવે એક પળ પણ અહીં બેસી રહેવાનું વાજબી નથી કહેવાય. અગરજો તે કુછંદી, હૈયાંફુટા, ખુટાર પાજીના ગરાસ્યા રાણાએ તમારા તેનાં ઉપરનાં બેહદ અહેશાન છતાં, અપકારમાં તમારો જીવ લેવા કોશેશ કરી છે, તો એક મરદ તરીકે તેનું જખુન વેર લેજો! જયારે એક તુચ્છ કીડો પણ પોતાનાં બદન ઉપર પગ મુકી કચડનાર સામે ઉઠી, હઠી પોતાનો પ્રાણ ખોહવાનું વાજબી માને છે, તો શું તમારા જેવો એક કરોડપતી સાહુકાર હાથમાં ચુડા પહેરી ચુપ બેસી રહે! આ બદમાશ ગરાસ્યાએ મારી જીંદગીનાં સહુથી સુખી કલાકે મારા તે સુખનું પ્યાલું દગાથી છીનવી લીધું છે, તે ઘડીથીજ આ છાતીમાં કીનો—એક સાચો મરદનો ધગધગતો અંગાર

જેવા બળતો કીનોજ વસે છે,- મારી જીંદગીની જોત બાળવવાનો દમ પણ બસ કીનો અને કીનો લેવાનીજ હવા સદા હરદમ બેહાર કાઢે છે; મારી આ કંગાલ હસ્તીની એકજ નેમ બસ કીનો અને કીનોજ છે, ખુદ મારા ખુદાની બંદગીની આશાદ પણ કીનાનાં ખ્યાલથીજ ભરાયલી છે! છેક વરીયાવ કલ્લાથી મારા કીનાનાં શીકારની શોધમાં હું ગાંડો શીકારી બની જંગલો, વેરાનો, પર્વતો અને નદીઓમાં રઝળતો ફરૂં છું. ઉઠો-આપણુ બેઉ સાથે હાથ અને ઉપર જોડી આપણો હકદાર કીનો તે કરપીણ ઉપર લઇએ."

"આફરીન વીરનર," માણેકચંદે ભારે અસર પામી, બેહદ વખાણથી ખુરશેદના મરદાનગીભર્યા ચેહરા તરફ જોઇ બોલી ઉઠયો:—

"જોકે તારો પોશાક, અને દેખાવ તને એક બહાદુર રજપુત તરીકે ઓળખાવે છે, પણ હું તારી ભાષા ઉપર થીપામાં ગયો છું કે તું એક શુરવીર તેઓનો પારશી છે. પારશીઓ જેઓ ગોરા, શુરા, ધીર અને બીરા ગાણાય છે, હું મારો વખાણનાર છું. તારો કુદરતી ગરમ જુસ્સો, ઉદાર ખ્યાલ અને છેક વરીયાવ સુધીથી આવા વીંધ્યાચલનાં ઘોર જંગલો, ડુંગરો, કોતરો અને વેરાનોમાં એકલો ભટકવાની હીંમત કદાચજ ગુજરાતની બીજી પ્રજાનો એક પુરૂષ કરવાની શરત્થી કરે. લે મારૂં અભયં વચન આપું છું કે હું લુચ્ચા નીમકહરામ રાણા ઉપર વેર લેવા, તેમજ તું જે સ્ત્રીની શોધમાં-જેમ દમયંતી નળરાજાની શોધમાં ઉંડા કોતરો અને ડુંગરોમાં ભટકતી હતી તેમ—તું ભટકે છે, તેમાં મારા અખુટ ધન, તન અને મનથી સહાય થઇશ, અને ઇશ્વર તેમાં મને મદદ કરે."

"આફ્રીન! ઉપકાર થયો." ખુરશેદ ખુશાલીથી બોલી ઉઠયો. "માણેકચંદ-યાદ રાખજો કે તમારા મારા ઉપરનાં વીશ્વાસમાં કદીપણ પસ્તાવો થશેજ નહીં; એક કરતાં હંમેશ બે માથાં લાગ. મારો ભલો હમદીન સાથી સોહરાબ તુફાનનાં હુમલે ગુમ થયો, ત્યારથી હું બહુજ કંગાળ બની ગયો હતે, પણ હવે આપણુ બેઉ જણુ એકજ નક્કી નેમનાં અને દ્રઢ નીશ્ચયના હોવાથી ઘણી ઘણી ઉથલપાથલ કરી શકશું."

આટલું બોલી, તેણે કુછંદી રાણાએ વરીયાવમાં ખુદ તેનાં વતનને ઘેરે જરથાસ્ત અને નવાજને બંદગી કરતાં ઉપાડી જવાનાં કુકરમથી જાણીતો કર્યો

કંઇક મસલત કરી આખરે તેઓએ રતનપોર જઇ ત્યાં બદમાશ દુર્યનસીંહ રાણા ઉપર વેર લેવા કસદ કરયો. તેઓ વીંધ્યાચલનાં પર્વતોમાં હોવાથી

ત્યાંથી રતનપોર થવું લાંબે છેટે હતું. તેમજ જંગલનાં છુપા ટુંકા મારગોથી તેઓ માહેતગાર ન હોવાથી, તેઓએ વણજાર મારગેથી રતનપોર જવા ઠરાવ કર્યો.

તેઓ બંને તે ભરભીર નવીમાતાનાં મંદીરવાળો ડુંગર ઉતરી નીચે ખીણમાં આવ્યા, જ્યાં ખુરશીદનો ઘોડો ચરતો ફરતો મલ્યો. એક ઘોડા ઉપર તેઓ બંને બેઠા, પશ્ચીમ દીશા તરફની રાહ પકડી કેટલાક કલાકોની ઝડપી મુસાફરી પછી, તેઓને એક ટેકરા ઉપરથી દુર નેગાહ ફેંકતાં, કેટલેક દુર આવેલાં એક નાળાને કાંઠે એક છાવણી દીઠી, અને વધુ ધ્યાનથી અવલોકન કરતાં તેઓની ભારે ખુશાલી વચ્ચે જણાયું કે તે એક વેપારી વણજાર આરામાર્થ પડેલી હતી.

તેઓ આશાવંત જીગરે તે છાવણી તરફ આગળ વધ્યા.

---

## પ્રકરણ ૧૨ મું.

## "ઠગોના સપાટામાં."

ગીચ જંગલોમાંથી પસાર થતાં તેઓ એક એકાંત શાંત ગતીથી વહેતાં નાળાનાં લીલી વનસ્પતીથી ભરપુર કાંઠે આવી પુગ્યાં, કે જ્યાં તેઓએ દુરથી જોયલી મુસાફરોની છાવણી આવેલી હતી. તે બપોરનો વખત હતો, જે વેળા સર્વ ચરંડાપરંદ તપારાથી બચવા ઝાડોનાં શીતળ છાયા હેઠળ આરામ લેતા હતાં. રંગબેરંગી તંબુઓવાળા તે રમણ્ય છાવણીમાંના માણસો અહીંતહીં આરામ લેતા ટોલટપ્પા કરતા બેઠા હતા. એક મોટા વડનાં ઝાડ હેઠળ એક બાવરચી આતશ રોશન કરી ખાણું પકાવતો હતો, જેના ખોરાકનાં સુગંધથી ભુખ પ્યાસવા હેરાન થતા ખુરશીદને ખાણા માટે વધુ અધીરો અને તલપાપડ બનાવ્યો.

તે છાવણીમાંથી તેઓને આવતા દીઠા હોવા જોઈએ, કારણકે જેવા તેઓ નજીક આવ્યા કે તેઓને બાઆબરૂ પધારવા માટે ઇજન કરતા એક માણસ તેઓ તરફ આવતો હતો. તે શખસે તેઓ બંનેને માનથી નમી સલામ કરી છાવણીમાં પધારી મેહમાન બનવા આમંત્રણ કર્યું, જે તરતજ મોટા ઉપકારથી બહાલ રાખવામાં આવ્યું. તેઓ ઘોડેથી ઉતર્યા કે તરતજ એક માણસે દોડી આવી તે ઘોડાનો કબજો લીધો, અને તેની બરદાસ્ત લેવા લાગ્યો.

તે શખ્સ તેઓને એક નાના પણ સારી રીતે શણગારેલા તંબુમાં લઈ ગયો, અને જીવને તાઢક આપનાર શરબતથી તેઓનાં સુકાયલાં ગળાંને અને પેટને તાઢક આપી. સ્વાદિષ્ટ પુલાવ અને બીજી વાનીઓ ઉપર ઉલટથી ખુરશેદે હુમલા કરવો હતો, જ્યારે માણેક્ચંદને ખાસ હીંદુના ખોરાક આપવામાં આવ્યો હતો. તેઓની મહેમાનગીરી કરનાર શખ્સે ખુલાસો કર્યો કે તે છાવણીમાંના મુસાફરો મુસલમાન હતા, અને તેઓનો શેઠ શેખ રહીમખાન પંજાબનો એક જાણીતો વેપારી હતો, જે હૈદરાબાદમાં માલ વેચી, નચીંતાઈથી આયેશ આરામમાં સહેલ કરતો ગુલઝાર ગુજરાત પ્રાંત થઈ, પંજાબ જનાર હતો.

ખાણા બાદ તેઓને કંઈકવાર આરામ કરવા દઈ તે શખ્સ તેઓને શેખ રહીમખાનની મુલાકાતે લઈ ગયો. એક મોટા તંબુમાં ઉંચા ઈરાની ગાલીચાની બેઠક હતી, જ્યાં ભપકાભર્યા પોષાકમાં શેખ રહીમખાન બેઠો હતો, જેની આસપાસ તેનાં સાથીઓ પણ ગંભીર અદબથી બેઠા હતા. રહીમખાને બારે તાલીમતવાઝોથી તેઓની ખેરખાહ્યત પુછી, પછી બહુ નાજુકાઈથી ઘણી ઘણી માફ પહેલાથી જ માંગી તેઓ ક્યાં જનાર હતા તથા કોણ હતા તે જાણવા માંગ્યું.

'ભલા શેખ રહીમખાન,'' ખુરશેદે તેની સાફસાઈ અને મહસ્વાઈ ઉપર કુરબાન બની જવાબ દીધો, ''અમે બંને મીત્રો છીએ અને વીંધ્યાચળ ઉપર ભીલસા, બાગલી અને કનોદમાં આવેલા પ્રખ્યાત પુરાણા દેવાલયોની મુલાકાત લીધી છે, અને હવે બાકી રહ્યું તે ''મહેશ્વર'' તીર્થ છે, જેની પણ ઈશ્વરેચ્છાથી દર્શન થઈ અમે અમારે મુકામ ''અંકલેશ્વર'' જઈશું.''

''કેવી ખુશબખ્તીભરી ખબર—'' શેખ રહીમખાને બહુ લાગણીભર્યા સાદે ધીમું હસી બોલવા માંડ્યું, ''કે મારી લાંબા વખતની ઈચ્છા છે કે જાણીતું રતનપોર શેહેર તેમજ વેપારથી મશહુર બનેલું અંકલેશ્વર જોઉં. ઈનશાલ્લા! અગરજો તમારાં જેવા લાયકીવાળા, દાનેશમંદ અને અનુભવી દોસ્તો મળી જાય તો મારી ઈચ્છા જરૂરજ બર આવે...જયથી ખરી, (ખુરશેદે ધારણ કરેલું ખોટું નામ) આપ તો ખબરદાર અને બહાદુર દીસો છો તો હમુને ખચીતજ બહુ મદદગાર થઈ પડશો.''

''શેખજી,'' ભોળા માણેકચંદે આવા સારા માણસની સંગાતમાં જવાથી મુસાફરીમાં સૌ સગવડ મળે તેમજ મુસીબતો આસાન થાય, તેનો ખ્યાલ મનમાં લાવી કહ્યું; ''આપ જેવા સુજ્ઞ શેઠ મારા વતન અંકલેશ્વરમાં પધારો તો અમારા જોવાના આનંદ અને હર્ષનું શું પુછવું પડે! મારી મહાલિકત મુજબ ખચીતજ હું તમો મિત્રની બરદાસ્ત કરવા આતુર છું.''

"અલહમદુલ્લા ? શાહુકારજી—" રહીમખાને વળતી વાયજાથી હસતાં જણાવ્યું; "તમારી બહુ મહેરબાની, તમો મારી ઉપર ઉપકાર કરવાના જો તે, હું તેનો જરાક પણ બદલો ન વાળું તો ખચીત હલકી નીચ બુંદનો ગણાઉં. સાંભળો બેરાદરો, આ "ધાર"ના મુલકનાં ભયંકર જંગલમાંથી મુસાફરી કરવી ખચીતજ સલામત કહેવાતી નથી. તમો જાણતા પણ હશો કે પેલા ભયભીત ઠગો અંજાણ્યા મુસાફરોને ગળામાં રુમાલનો ફાંસો નાંખી મારી નાંખી કેટલા ત્રાસ વર્તાવી રહ્યા છે, તેમજ બીલ લુટારાઓ કેટલા મુસાફરોને દર સાલ જીવથી મારે છે, જ્યારે પેલા ગોંડ જંગલીઓ તો મુસાફરોને કેદ પકડી વિકાળ કાળીમાતાનો ભોગ આપે છે. એ ઉપરાંત ફાડી ખાનાર હેવાનો કેટલાં દમબે ને પગબે અહીં નજરે પડે છે. આવા કફોડા સંજોગ હઠળ તમારો કમીનો બંદો અમારા ૧૨ હથીયારબંધ માણસોની મદદથી તમારો બચાવ કરશે, તેમજ સલામત છેક અંકલેશ્વર સુધી પહોંચાડશે."

કરપીણ ઠગો, ક્રુર ભીલો, ભયંકર ગોંડ જંગલીઓ વગેરેનાં નામો સાંભળી પીચા ખવાસનો માણેકચંદ તો ખરાં જીગર યા ધાસ્તીથી ધ્રુજયો, જે રહીમખાને બાડે ડોળે જોયું; પણ ખુરશેદે કંઇપણ લાગણી બાહેરથી જણાવી નહિ.

ત્યાર પછી એલારપેલાર વાતો ચાલી જેમાં આસપાસ અદબથી બેઠેલા રોખના ૪ માણસોએ પણ ભાગ લેવા માંડયો. સોડમવાળી ચાહ અને હુક્કા કે આલ્બનો બહાર છુટથી ચાલવા લાગ્યો, જે સાથ રોખના એક નોકરે સારંગી ઉપર ગાયનો ગાવા માંડયા, જેની ધુનમાં માણેકચંદ તો ગોવા પોતાને વીસરી ગયો, અને હાથોથી તાળીઓ પાડવા તેમજ "શાબાશ! વાહ વાહ!!" પોકારી ખીસામાંથી રૂપા કાઢી ગાનાર તરફ ફેંકવા લાગ્યો. પણ ખુરશેદ તે રંગીલી મીજલસની મજાહમાં ઉલટમંદ ભાગ લઇ શકતો ન હતો. તેનાં જીગરમાં કંઇક શંકાઓએ ઘર કર્યું, અને તે શા કારણ હતી તે સમજી શકયો નહીં. ગોયા કોઇ અણુદાઠ બોજો બોઝો તેના માથાં ઉપર મુકયો હોય તેમ તેના જીવ ખોવા લાગ્યો. આ મુબજુમા ટોળીમાં પોતે હોંશથી ભાગ લઇ ન શકવાથી તે ઉલટો દલગીર થયો. તેનું ધણું'ની ઇચ્છયું કે તેના ઉપર મળનો કરવી બેઠેલી તે ખંજેરી નાંખે—પણ નહિ.

આખરે ગાયનની મજાહ, ઉત્સાહ અને ખુવારી જ્યારથી હદે પુગી કે સર્વે તેમાં સદતર લિન બની ગયા, તેજવેળા રહીમખાને ગેબમાં આવી હુકમ કર્યો કે :—

"બેટા! પાન લાવ!!"

તેજ પળે ખુરશેદે ભારી અચરતી વચ્ચે દબાઈને જોયું કે માણેકચંદની પછવાડે બેઠેલા એક નોકરે એકાએક પોતાના રૂમાલનો ફાંસો કરી બેખબર નબરવાશ બેઠેલા માણેકચંદનાં ગળાંમાં નાંખ્યો અને ઝડપથી તેના ઉપર ચઢી બેસી ખેંચવા લાગ્યો! તેજ વેળા બાઈએ ખુદ તેના પછવાડેથી તેનાં ગળામાં પણ ફાંસો નાંખ્યો. ફક્ત એકજ ક્ષીમતી પળ જો તે બોલતે તો તે ઠગોના હાથે ગુંગળાઈ મુવો હોત. તેણે વખતસર વીજળી જેવી ઝડપે ગળાં અને રૂમાલ વચ્ચે પોતાનો હાથ ભેરવી જોરથી પાછળ ઉભેલા ઠગને બીજા હાથે ફટકો માર્યો તે ફટકો એટલો તો સખ્ત હતો કે તે કોઈ ઠગને મોંઢ ઉપર લાગ્યો કે તે તમર ખાઈ જમીનદોસ્ત થઈ પડયો. તરતજ ખુરશેદે ઉભા થઈ પોતાની તરવાર ખેંચી કાઢી અને માણેકચંદને ફાંસો દઈ તેની પીઠ ઉપર પછાડી એક બદમાશ ફાંસો ટાઈટ કરી ગુંગળાવવા કોશેશ કરતો હતો, તે ઉપર સાહેમ તુટી પડયો, અને એક જબરદસ્ત જરબ મારી તેની ગરદન શરીરથી જુદી પાડી. આ ન ધારેલી ગડબડમાં હવે રહીમખાન "કાફર કુતાઓ! ને ભેટ! ને બચાની!!!" કરી પોકાર કરી પોતાની તરવાર ઉગામી ખુરશેદ સામે ધસ્યો.

પોતે ગળાંફાંસું ઠગોના હાથમાં સપડાયો હતો, એમ જાણતાં ખુરશેદને એટલું તો ઝનુન છુટયું કે તે તરતજ બદમાશ ઠગ રહીમખાનની સામે થયો. રહીમખાન ઉપરાંત બીજો એક શખ્સ જેણે તેઓને છાવણીમાં દાખલ થતાં આવકાર આપ્યો હતો તે પણ તરવાર લઈ તેનાં ઉપર ધસી આવ્યો. મામલો ખચીતજ કટોકટ થઈ પડયો. એક તંબુમાં તરવારબાજીથી બચ્ચે દુશ્મનો સામે લડત ચલાવવી એ ખચીતજ જોખમભર્યું કાર્ય હતું. પણ તે ફીરતાનો ખુરશેદ ઉપર મહેરબાનો છાયો હોવો જોઈએ. તેણે તંબુની કનાત તરફ પીઠ કરી બંને સાથે હિંમતથી લડત ચલાવી. પણ રહીમખાન એક કાબીલ લડનારો પુરુષ હતો તેણે ખુરશેદની હિંમત જોઈ વધુ હુમલા કરવા જરા પણ કોશેશ ન કરતાં પોતાના નોકરને ઘોડો તૈયાર કરવા હુકમ કર્યો! ફક્ત ઘોડો તૈયાર થાય ત્યાં સુધીજ તે બચાવમાં રહેવા ધારતો હતો. એક પળમાં ખુરશેદ તેના વિચાર કળી ગયો, જેથી બેધડક તે તેના ઉપર હુમલા કરવા લાગ્યો. બીચારો રહીમખાન પાછલા પગે હઠવા લાગ્યો, અને હવે ઉપર ખુરશેદના ફટકા અટકાવવો વધુ ને વધુ પાછળ હઠ્યો. ફક્ત તેના નોકર જે બાજુમાં ઉભો હતો તે ખરો રાખવાળ બચ્યો હતો, અને કંઈની જોખમ પોતાના સરદારને સલામત



તે બહાદુર ઠગ નોકરે કંઇબી જોખમે પોતાના હીચકારા સરદારને છટકવાનો વખત આપવા, ખુરશેદ ઉપર વળતા જનુની હુમલા કર્યા.........           (સફે ૬૧.)

છટકાવવા તેણે ખુરશીદ ઉપર વળતા હુમલા શરૂ કર્યા, જેથી નાચારીએ ખુરશીદને તેની સાથ લડવું પડ્યું, જેનો તાબડતોબ લાભ લઇ હીચકારો રહીમખાન થોડે દૂર તૈયાર ઉભેલા ઘોડા ઉપર કુદી બેસી યા હોમ જીવ નાંખતો નાસી ગયો, જેની પાછળ બીજા ઠગો પણ ઘોડા ઉપર જેમ બને તેમ સામાન વગેરે છાંડી નાશભાગ કરતા છટકી ગયા; પણ પેલા બહાદુર ઠગ નોકરે હજી સુધી પોતાનાં સાથીઓને નહાસવા વખત આપતો હોય તેમ, બળત્વારીથી લડવાનું ચાલુજ રાખ્યું. જ્યારે તેણે જોયું કે તેના સાથીઓ સહીસલામત છેટે નાસી ગયા હતા, ત્યારેજ પોતાની તરવાર ફેંકી દઇ, નાચારીથી જમીન ઉપર પડી ખુરશીદના પગે લાગતાં બોલ્યો :—

"શુરવીર રજપુત—બસ, હું તારી દયા ઉપર છું. અગરજો તું મને હેરાન કરવા માંગતો હોય તો લે મારી ગરદન તૈયાર છે; પણ કોઇ એમ ન કહેશે કે "જાફર" પોતે હીચકારો બન્યો. હું તારી તેજી તરવારબાજીથી હેરાન થયે છું અને હારેલા દુશ્મન તરીકે તારે તાબે છું."

"ઉઠ, કંગાળ ઠગ! હું શરમીંદગીથી ખાકમાં પડેલા શત્રુ સાથ હલકી વર્તણુંક ચલાવવા માંગતો નથી, કારણ એવો મારો ધર્મ નથી, એવું મારૂં લોહી નથી. તેં પણ એક ખરા શેરમર્દ માફક તારો તેમજ તારી ખુની ટોળાનો બચાવ કર્યો છે, તેથી તારે માટે મને માન પેદા થયું છે. લડાઇનાં મેદાનમાં પનાહ શોધવા આવેલો શત્રુ મારો પરોણો ગણાય."

"જંગી પહેલવાન—જેટલો તું લડવાનાં હુનરમાં બીનહરીફ છે તેટલોજ ખાનદાન અને જીગરમાં સાચો ઉમરાવ છે." ઠગ જાફરે ઉપકારથી બે હાથ જોડી નમતાં કહ્યું, "તારા જેવો દાનાવ દુશ્મન જ્યારે મોટાં દીલથી મારા જેવાને ઇનસાફ આપવા આતુર છે, તો હું સમજી નહિ શકતો કે તું કોણ હશે? ખચીત તું કોઇ સાધારણ રજપુત હોય તેમ મને લાગતુંજ નથી. જ્યાં છે ત્યાંસુધી તું કોઇ રાજવંશી ખુંદનો હોવો જોઇએ."

"મને વખાણના ટીકા પસંદ નથી. ચાલ, મારો વ્હાલો મિત્ર જે ત્યાં તમારી હીચકારી ગગાફુંસુ રીતનો ભોગ બની પડ્યો છે, તેને જોઇયું કે હજી આ જીંદગીની જોત તેનામાં છે કે?" ખુરશીદે જે તંબુમાં માણેકચંદ પડયો હતો તે તરફ હાથ કરતાં ચાલવા માંડ્યું.

તાબેદાર કુતરા મીસાલ જાફર ઠગ તેની પાછળ ચાલવા લાગ્યો. એક નૂરાનો રંગરાગથી ભરપુર બનેલો સુંદર તંબુ હાલ વેરવીખેર હાલતમાં હતો.

કીંમતી હીરાની ગાદીઆ ઉપર ખુરશેદની તરવારનો એક ભાગ પડી, તેને ભાંગીને મુરાખી બનાવ્યો હતો. ગવૈયાની સારંગી ભાંગીતુટી સ્થિતીમાં એક ખુણામાં જાણે અફસોસ કરતી પડેલી હતી, જયારે માણેકચંદ શાહુકાર મુરદા માફક ઉંધો પડયો હતો.

ખુરશેદે તેને ધીરેથી ચતો કર્યો, અને તેની છાતી ઉપર હાથ મુકયો. "દાદાર તારો આભાર!" તેણે હાથ ખેંચી લેતાં આભારી જીગરથી ઉદગાર કહયો: "એ જીવે છે! જીવે છે!! પાણી લાવ ઝડપથી." તેણે વળતો બરાડો પોકાર કર્યો કે તરતજ બાહેર તે હુકમ બજાવનારા તંબુ બહાર ગયો કે ખુરશેદ પણ તેની પુઠે ગયો કે રખે તે કમ દમો દઇ છટકી જાય, કારણ કે તેને તે કેટલાક સવાલો પુછવા માંગતો હતો. બાહેરે તેની હીલચાલ જોઇ, પણ ચુપચુપ પાણી લાવ્યો.

પાણી માણેકચંદનાં હબાયલાં ગળાંમાં જવાથી જીંદગીની ઓટ થતી વખતસર અટકી, તેનાંમાં કંઇક હોશીયારી આવી અને તેણે ધીરેથી આંખો ખોલી આતુર, હેતાળુ ચક્ષુમાંથી ખુરશેદનો મુંગો ઉપકાર માન્યો. ખુરશેદે તેને માયાથી પકડી પોતાનાં અંગ સાથ અઢેલાવી બેસાડયો, અને હીમતનાં અને ધીરજનાં સખુન કાનમાં રેડયા. શરબત જે બાજુનાં તંબુમાં હતું, તેમાંથી તરતજ બાહેર જઇ લઇ આવ્યો. માણેકચંદને બને જણા સંભાળથી ઉંચકી બાહેર ખુલ્લી હવામાં લઇ ગયા અને ત્યાં શરબત પાયું.

આખરે અર્ધા કલાક પછી માણેકચંદ પોતાની પુર શુદ્ધીમાં આવ્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

### મલીન આત્મા શાહે રોશન તરફ.

માણેકચંદ સવાલ કરતી હપે તેની આગતાસવાગતા કરતાં કમ બાહેર તરફ જોઇ, ખુરશેદ તરફ ઊંચું કર્યું. તરતજ ખુરશેદે બધો ખુલાસો કર્યો, તે પુરો થતાંજ બાહેર ગડગડતા સાદે બોલ્યોઃ—

"બહાદુર મર્દ, તું મારી તરફ શકમંદ બની નજર રાખે તે કુદરતીજ છે; કારણ કે દુશ્મન તરફ એકદમ વિશ્વાસ રાખવો એ દુરઅંદેશી નહિ કહેવાય પણ જયારે તેં મને આ જીંદગી બક્ષી છે, તો હું તેનો સાહેદ જોગ હું મારા બચેલા આજીમ પાપોનાં પસ્તાવાનાં પાણીથી પોઇ ન શકાહું, તો આખર

મારી ઉપર હવે કદી પણ રહીમ ન રાખતાં, મારે માટે બહુ રીબાવનારો અંજામ નક્કી કરે."

"આમીન, ખુદા તા તારા ભલા ઇરાદા ઉપર તને સાબુત રાખે." ખુરશેદે ખરા જીગરથી દુવા ચાહી "જાફર, બોલ કે તારો આ ભયંકર ધંધો કેટલાં વર્ષ થયાં ચલાવતો હતો?"

"મહેરબાન—આ ધંધામાં મેં મારી કમબખ્ત જીંદગીનાં કિંમતી ૧૦ વર્ષ ગુમાવ્યાં છે આ ભયંકર પેસો લોહીની તરસી ભયાનક ભવાની કે કાળીમાતાને બહુ મશન કરનાર હોવાથી, તેમાં ભવાનીનાં ભાવિક પુંજારાઓ જોડાય છે, જેમાં ખુદ કેટલાક મુસલમાનો પણ આ માતાને માને છે. મેં જ્યારે ભારે બાગવગથી રહીમખાનની ટોળકીમાં જોડાવા માંગ્યું, ત્યારે કાળીમાતાની ચોકસ ક્રિયા અને પુજા કર્યા પછીજ મને આ પવિત્ર (!) ધંધામાં એક ભાગ્યો બનાવ્યો હતો."

"બોલ કંગાલ—કે હમુને ફાંસો દઇ મારી નાંખવાની શું શું ગોઠવણો થઇ હતી?"

"મારા તારણ કરનાર સાહેબ—", જાફરે ફરીથી બે હાથ જોડી નમીને જવાબ દીધો, "જ્યારે તમે મને ખુલ્લા જીગરથી મારી બક્ષી નવી જીંદગી શરૂ કરવા ઉલટ બક્ષી છે, તો તે વચન ઉપર વિશ્વાસ રાખી હું અમારી દગાની વીગત સાચેસાચી જણાવીશ. અમે ૧૦ દિવસની વાત ઉપર જબલપોર અને સાગર શહેરો વચ્ચેના મ ગેના એટલા તો મુસાફરોનાં ભોગ લીધા કે બધેબધ ભારે હોહા થઇ ગઇ, જેથી અમારી ટોળી જે આસરે ૫૦ ઠગોની હતી તે બધી નાની ટોળકીઓમા વહેંચાઇ જઇ જુદે જુદે માર્ગે વીખરાઈ ગઇ. અમારી ટોળી રહીમખાન જમાદારના હાથ હેઠળ હતી, તે નર્મદા નદીને કાંઠે થઇ ગુજરાત તરફ છટકી ગઇ. છેલ્લા ૧૦ દિવસ સુધી અમે ઝડપી મુસાફરી કરી આ ઠેકાણે આવ્યા, પણ જેમ લડવૈયાને લડાઇ વગર ન ચાલે, તેમ અમુને અમારા ભયંકર ધ ધાના ભોગ લીધા વગર મુદ્દલ ચેન પડતું ન હતું, તેટલા તમે બંને આવી ચઢયા કે રહીમખાને અલ્લાહનાં શોકર કર્યા, અને તમુને હારી "બનીજ" યાને મરવા માટે નક્કી કરેલા ભોગ જણાવી, થોડા કલાકમાંજ ફાંસો દઇ મારી નાખવા અમુને હોકમ કર્યો. તે હુકમ મુજબ બે ઘોર ખોદનારાઓ તરતજ તમારી ઘોર ખોદવા થોડે દુર કોઇ એકાંત ઝાડીમાં તે કામે દોડી ગયા, જ્યારે હું તમુને તેજ વેળા રહીમખાન જમાદારનાં



પાક યઝદાંનું નામ ઝબાન ઉપર લઇ ખુરશેદે એક ભયભીત કુદકો હવામાં માર્યો..............એક જીવ સટોસતની તે એક મુશકીલ પળ હતી.................

ઉભેલા સોહોરાબે તે દોરડું પકડી લીધું અને તેની મદદથી દીવાલ ચઢી ઉપર આવ્યો. હવે બીજી મુશકેલી વચમાં હતી. થોડે છેટે દારોગાનું રહેઠાણ હતું તેની પેલી ગમ કેદખાનું હતું. ૧૫ ફીટની દીવાલ ઉતરી પાછા દારોગાના મકાનનું છાપરું ચઢવું એ વખતની બારે અડચણી તેમજ જોખમનું કામ હતું, માટે તેને દુર કરવા તેઓએ એક અકકલપસંદ તરકીબ શોધી કાઢી. દારોગાના મકાનની નજીક એક ઝાડ હતું, જેની ડાળી ઉપર કમંદ માફક દોરડાનો એક છેડો ફેંક્યો, જે એક જાડી ડાળી ઉપર ભેરવાઈ જઈ ફાંસો મજબુત થઇ ગયો. પોતાનાં હાથમાંનો બીજો છેડો તેઓએ કીલ્લાની ભીંતમાં જડ થોકેલા ખંજરનાં હાથાને બાંધ્યો કે, તરતજ દોરડાનો પુલ થઇ ગયો! ફક્ત થોડી પળમાં બંને જણા તે ઝુલતાં દોરડાં ઉપર પોતાનાં બે હાથોનું સમતોલ લઇ સામે પાર જઇ ધીમેથી દારોગાના મકાનનાં છાપરાની ધાર ઉપર ઉતરયા. કેટલીક મીનીટ સુધી તદન શાંત બેસી રહી આસપાસનો માહોલ કાનથી તપાસ્યો, અને પછી ફીનારો સલામત જોઇ બે હાથ અને પગો ઉપર સંભાળથી ચાલતા, દારોગાના મકાનના દરશનનાં ભાગ ઉપર આવ્યા, કે જેનાં બે બાજુનાં છેડા સાથ કીલ્લાની અંદરની બીજી ઉંચી દીવાલ આવી મળતી હતી. તેઓ છાપરા ઉપરથી બગીચામાં ઉતર્યા, જેની હદની દીવાલ સહેલાઇથી કુદાવી જાય તેવી હતી, જેની પેલી ગમ કેદખાનાનો વીસ્તાર આવેલો હતો. તે બગીચાના દરવાજા ઉપર એક ચોકીવાન બેઠેલો જણાયો. જો તેઓ ચાહાતે તો ચોકીદારને ન છેડતાં દીવાલ કુદાવી જતે; પણ નહી, તેમ કરવામાં તેઓએ જોખમ માન્યો. જો તે દરવાજે હતો ત્યારે તો પાછા ફરતી વખત તે બહુ જોખમ ભર્યો થઇ પડે, વળી તેઓએ જોયું કે તે ઉપરના મકાનને એટલું તો સલામત ધારવામાં આવતું હતું કે ત્યાં ઝાઝા પહેરેગીરો પણ રાખવામાં આવ્યા ન હતા. વળી જે પહેરેગીરો હતા તેઓ પણ વર્ષો સુધી કંઇપણ અસાધારણ બન્યું ન હોવાથી એટલા તો બેદરકાર અને આળસુ બની ગયા હતા, કે કેટલેક ઠેકાણે તો ઝુંકતા હતા. આવો મામલો ખચીતજ તેઓના લાભમાં હોવાથી એક પળમાં ખુરશેદ ચોકસ ઠરાવ ઉપર આવી, સોહોરાબના કાનમાં બોલ્યો :—

"કાંઇપણ કરી પેલા દરવાજાના પહેરેગીરને લાચાર બનાવી દેવાજ જોઇએ, કારણ જ્યારે આપણી વહાલીઓને છોડવી લાવશું ત્યારે આ રસ્તેજ પાછા છટકવું પડશે, અને જો "કેદી નાશી જાય છે" કરી બુમ પડી તો આ પહેરેગીર પહેલો સામે થશે, અને તે વેળા તેને જેર કરતાં કીંમતી વખત જશે."

સોહોરાબે જવાબમાં ખુરશેદનો હાથ દાબ્યો, અને તેઓ ભાગતા-છુપા છેક પેલા અર્ધ ઉંઘમાં પડેલા પહેરેગીરની પીઠ પાછળ આવ્યા. ફક્ત એક ધસારો અને સોહોરાબે તે બેખબર પહેરેગીરને પોતાની રજપુત પાઘડીનાં કાછીયું ગળાતી નં'ખ્યો, જેથી જરા પણ અવાજ તેનાં ગળાંમાંથી બા નીકળ્યો નહી. તેજ વેળા ખુરશેદે ચાલાકીથી તેનાં હાથ અને તોઠયા તેની પાઘડીથી ઝાકડી લઇ, જેવી રીતમાં તે પોતાની ફરજ ઉપર બેઠો હતો ન બાદ તેવીજ હાલતમાં મોંઢે ડુચા અને આંખે પાટા બાંધી બેસાડયો, કે જે અંધારામાં બીજા પહેરેગીરો તેને ફરજ ઉપર સાબુત બેઠેલો હોય તેમ જોય અ કંઇપણ શકમંદ નહિ બને; જો કે આ યુક્તિ છતાં પણ કોઇ આલો પહેરેગીર કેદી બનેલા સંત્રી આગળ કામસર વાત કરવા આવે તો ભરમ ફુટી જાય તેમ હા

તે કેદી બનેલા સંત્રીનાં હથીયારો, તરવાર, ઢાલ, ખંજર વગેરે સો રાબે લઇ, તેઓ એકેકથી છુટા પડી રહી સંભાળથી આગળ વધ્યા. માર્ગ તેઓને એક પહેરેગીર પોતાના રાઉન્ડ ઉપર જતો સામે મળયો, જે ને સોહોરાબ ભીંતની ઓઠે ભરાઇ ગયો, જ્યારે તે પહેરેગીર ખુરશેદને પોતાનો સાથી ધારી કંઇ પુછ્યું, જેનો જવાબ ખુરશેદે અસ્પષ્ઠ શબ્દો બબ આપયો, અને તે ચાલ્યો ગયો. હવે જીવસટોસટનો વખત બહુ નજીક આવ હતો. કારણ કેદખાનાની બીહામણી ઇમારત થોડેક દુર દીસતી હતી. બન્ને જીગર આશા અને ઉશકેરાટથી ધબ ધબ થવા લાગ્યાં. આટલે સુધી તો નશી દેવીની મહેરબાની હતી, પણ હવે જ્યારે કેદખાનાનો દરવાજો સામે આવ ત્યારેજ તે બન્ને બહાદુરોનાં જીગર કંઇક ડગમગવા લાગ્યાં.

* * *

તેજ વેળા તે કેદખાનાની એક કંગાલ કોટડીમાં એક કરૂણારસીક ચ નજરે પડતું હતું. બીજે દીવસે રાત્રે તેઓને વાઘવરૂ કે સર્પોને ભોગ આ વાના હતાં, એવી ધમકી રાણી ૧૦ વાગે આપી ગયો, ત્યારની કમનશીબ ર અને નવાજનાં દુઃખનો પાર ન હતો. ઓનો કીંમતી સદગુણ-પવિત્રાપણ જેનાં ખાતર દીવસો થયાં તેઓ ઉપર જે આજાબ પડતો હતો, તે ખરૂ જ તે નાજુક નીરદોષ બાળાઓ ઉપર બેહદ સીતમ હો.

તોપણ જે બાબત તેઓના મારતવારી અને દુઃખ અવાજ કર્યા વ ખમવાની શક્તિ તેઓ બતાવતા હતા, તે ખરચીતજ એક જરથોસ્તીને મ રી કરનાર કહેવાય. ફક્ત બણુત્રીનાં થોડા દીવસોના અંતરમાં, નાશભાગની દો નારી ઝડપી લાંબી મુસાફરી, કાલી માતાનાં નિરમાણ બનેલા ભોગ તરીકે

ભયંકર ફજેતી, નતીને પાક રસ્તેથી આડે માર્ગે દોરવવાના શાહુની ખંતીલી બેસુમાર લાલચો, આખરે તેઓને જેર જુલમથી જેર કરવા માટે કંગાળ કેદખાનું, અને છેવટે તેમાં ન ફાવતા–વાઘ, વરૂ કે સર્પના ખોરાક બનવાની સીધી નીરમાણ કરેલી સરજત; એ સઘળું એક બીન અનુભવી પણ નીકલંક, જ્ઞાન વગરની પણ ધર્મ ઉપરનાં એકીનમાં સાબુત, દુરંદેશ નહીં અનુભવેલી એવી સદ્ગુણી પારસણુથી આવા સંજોગ હેઠળે કદાચ બેમગજ થઈ નહી જવાય.

"વ્હાલી બેહેન નાજાં," જર ગમગીન સાદે બોલી "મને હજી એક બાબતનો ખુલાસો સમજ પડતો નથી. મને યાદ છે કે ભયંકર કાલી માતાની મુરતી આગળ જ્યારે મને ભોગ તરીકે બાંધી, ત્યારે કટોકટ વખતે–જ્યારે ભયંકર ખુની બીલાના ખંજર, કે કોઈટાં કે તરવાર મારા શરીરનાં ટુકડે ટુકડા થોડી પળમાં કરતે,–તેવા બારીક વખતે મને છોડવનારો મારો હેતાળુ ખાવીંદ ખુરશેદ હતો, એમ મને બરાબર યાદ રહ્યું છે; પણ પછી શું થયું, કે તે વ્હાલો મને છોડવી તજી દઈ પાછો ક્યાં ગુમ થયો છે તે મને સમજ પડતું નથી. તે એકાંત ભયનક મંદીરમાં તે ઘડીએ તેવણુ ક્યાંથી નીકળી આવ્યા અને તેઓ પોતે એકલા, એ મને બહુજ ગુંચવાવે છે. શું મેં સ્વપ્નો જોયો હશે? (જરાવાર વિચાર કરી) નહીં–નહીં, જો તેવણે મને બચાવી નહીં હતે, તો હું અહીં આજે જીવતી તુંને કેમ મલી હતે?"

"પ્યારી જર"–નવાજે દીલસોજી ભર્યા અવાજે જવાબ દીધો:" તારા બોલવા ઉપરથી એટલું તો સાબુત સીદ્ધ થાય છે કે આપણી શોધમાં આપણા વ્હાલાઓ અને બીજા હમદીનો બાહેર પડયા હોવા જોઈએ, અને કદાચ અહીં–"

"નાજાં–નવાજ", જર તરતજ નીરાશ દેખાવે વચમાં બોલી ઉઠી "આવી ભયંકર એકાંત જગો, જયાંની બાહેર ઠારે ઠાર નાગી તરવાર સહીત ચોકીબાનો તૈયાર ઉભા છે, અને એક મજબુત ટેકરીને મથાળેનાં સંગીન બંધારણવાળા કીલ્લાના ભીતરમાં કેદખાનું છે, તેવી જગે આપણા શીરતાજો કેમ આવી શકે? અને હું ઇચ્છું કે તેઓ આવવા કોશેશ ન કરે તો સારૂં, કે તેઓનાં કીંમતી જાન, આપણા જેવી કમનશીબો ખાતર જોખમમાં નહીં નંખાય. ભલે આપણા ગમે તે હેજ થાય, પણ આપણા તે વ્હાલાઓને બધા જી. ખુદાતાલા તેઓ ઉપર રહેમ રાખી આપણી પ્યારી કોમને માથે જીવતા રાખે."

"આમીન!" નવાજ લાગણીથી ગળગળતા સાદે બોલવા લાગી, "તે હેતવંતાઓ સદા જીવતા રહે એવી મારી ખરા જીગરની દુવા છે. આપણે આપણી પાકદામન સાચવી મરશું એના જેવું કીર્તીવંત મોહોત એક પાકઝાદ બાનુને

વ્હાલા ખાવીંદ, સુરંબીજી માય બાપ, સગાંવ્હાલાં, અને પ્યારી જરથોસ્તી કોમ ઉપર તારા પવીત્ર આશીરવાદો ઉતારજે; અને તેઓ સરવની રાહબરી કરજે, તેમજ પારસી કોમના દુશમનો હોય તેઓને પણ નેક તોફીક બક્ષજે!"

"બહેન—મારી નજીક આવ, બહારનો અવાજ વધુ નજીક આવે છે," જરે વધુ દબાતા ગંભીર અવાજે નાજાંને કહેવા લાગી, છેલ્લી વખત પાક યથા ૩ અને અશેમ બે પઢી આપણી કમનશીબ સરજત માટે તૈયારજ રહીએ."

તેઓ બંનેએ નજદીક આવતા ખુનીઓનાં પગલાં વધુ નજીક સાંભળ્યાં, તેથી છેલ્લી ઘડીએ કંઇક હીંમત છોડી દઇ લગભગ બેહોશ જેવી બની ગઇ છતાં અહુનવરનાં પાક કલામ બોલી રહી અશેમનાં બેજમતી ઉચ્ચારો પુરા કરે તેટલાં અચ્ચકાત સહીત દરવાજો ખુલી ગયો, અને તરતજ—

"વ્હાલી જર, બેહન નવાજ, તમે શાંત થાઓ, તમે સલામત છેવ—" કરી ખુરશેદનો માનીતો વ્હાલો અવાજ તેઓનાં અરધા બેહોશ બનેલા મગજને અથડયો, અને—

"ઓ મારા પ્યારા ખાવીંદ ખુરશેદ!

"મારા હેતાળું સોહેરાબ!"

એવા ઉદગારો બંને બાળાઓના મુખમાંથી એકી વેળા નીકળી પડયા.

---

## પ્રકરણ ૧૯ મું.

### "હિંમતવાન પારસણો."

પોતાને થોડી પળમાં ખુનીની છુરીનાં ભોગ થનાર માનતી તે દુઃખી અબળાઓએ, ન ધારેલા કે ન કલ્પેલી હદ સુધીનાં તેઓનાં સરતાજોને તે મધરાતે તેઓની પડખે ઉભેલા જોયા, ત્યારે સાચી ખુશાલી, જીગરનો આભાર, આશાવંત હોંશ વગેરે જે ચિત્રવિચીત્ર લાગણીઓ એક તરફ ઉત્પન થઇ, તે જણેનાં આકર્ષિત ચિત્તને કેટલું આશ્ચર્યમંદ બનાવતી હતી, તે વર્ણવવાનું આ અદના કલમ પોતાની અશક્તી જાહેર કરે છે.

તેઓ સર્વે કેટલીક પળ પોતાનું ધમધમતું જીગર શાંત કરવા મુંગા ઉ આખરે ખુરશેદનો ધીમો અવાજ બાહેર પડયો:–

"વ્હાલાંઓ—હમણાં જીન્નસટોસટનો વખત છે—એક પળ પણ ખો નહી જોઇએ, કારણ ભરમ ફુટો તો પછી આ કીલ્લામાંથી જીવતા છટક પામી શકાશે નહીં. ચાલ સોહોરાબ—પેલી કેદીને આગળ ચલાવ."

સોહોરાબ જે દરવાજા બાહેરજ પહેલાથી ઉભો હતો તેણે:—"વાર !" એમ જવાબ દીધો.

તરતજ જર અને નવાજના ઉશકેરાતથી ધ્રુજતા હાથ પોતાનાં હા મજબુત ધરી, હીંમતના બે શખ્શો બોલી, ખુરશેદ તેઓને ઓરડી બાહેર ગયો અને ઓરડીનું બારણું પાછું બંધ કરવા જરને કહ્યું. બાહેર પડસાળે તે બંને બાનુઓની નજરે એક વિચીત્ર દેખાવ પડયો. કીલ્લાનાં એક પહેર રનાં હાથો તેની પીઠ ઉપર બાંધેલા હતા, જ્યારે તેનું મોઢું એક આખા મજબુત બાંધેલું હતું. સોહોરાબનાં ડાબા હાથમાં ભલી હતી અને જમ હાથમાં નાગી તરવાર હતી, જે પેલા કેદીનાં મસ્તક ઉપર ઉગામેલી તેયાર હ

"બહાર નીકળવાનો રસ્તો બતાવ!" સોહોરાબે પોતાનાં કેદીને ત ફરમાવ્યું. તરતજ તેઓએ ચાલુ મુકયું. પેલો કેદી વાંકી ચુંકી લાંબી કુંચી પડસ માંથી દોરવતો હતો, જ્યારે સોહોરાબ તેની સાથેજ બીડેલા હોઠે અને ઝનુની દેખાવથી તેનાં માથા ઉપર તરવાર ઉગામી રાખી ચાલતો હતો.

બાહેર નીકળતાં દરવાજાનાં બીજા પહેરેગીરોનો અવતાર જોઇ જર નવાજ પોતાનાં બાનુદોના અદભુત હીંમત અને સમયસુચકતાનાં દાખ નજરે જોઇ અજબ થયાં. દરવાજાથી થોડે થોડે છેટે બીજા બે સંત્રીઓ ઉ પડયા હતાં, જેઓનાં મોઢાં અને હાથ-પગો ખુદ તેઓની પાઘડીથી બંધ હતાં. તેઓ બંને અકેકથી ઘણા નજીક હોવા છતાં એવી રીતે લાચાર પડયા હતા કે અકેકનાં ફેજથી તદન અંજાણ્યા હતા. ખુરશેદે બહાર નીકળ સહીતજ પોતાનાં કેદીને એક થાંભલા સાથ મજબુત સીકડી લીધો અને ચ તી પકડી.

સોહોરાબની માફક હવે ખુરશેદે પણ પોતાની તરવાર બાહેર કા મીયાનમાં બીજા પહેરેગીરો કંઇબી અસાધારણ બન્યું હોય નહી એમ સ્ત પણ ન ધારી, બેદરકાર રૂપે પોતાનાં રાઉન્ડ મારતા ફરતા હતા. તેઓનાં બ ખાનાનાં મકાનની દીવાલનાં ઓઠે ચાલી, પેલા દારોગાનાં રહેઠાણનાં દરવ સુધી ગયા, જયાંનો પહેરેગીર પણ હાથ-પગ, મોઢું બંધાયલો લાચાર



નવાજબાનુની સાડીનો એક છેડો પેલેપાર ખુરશેદનાં હાથમાં આપી પોતે બીજો છેડો પકડયો, અને વચલા ભાગથી જરને બાંધી પેલેપાર આશાનીથી ઉતારી..........
(સફે ૧૦૧.)

બેઠો હતો, જે અંધારામાં પોતાની ફરજ બજાવતો હોય એમ દીસતો હતો. તેઓ તેની ધાસ્તી અને બેહદ અજાયબીથી તસતસતી નજર આગળથી ઝડપથી પસાર થઈ મકાનની દીવાલ તરફ આવ્યા. પહેલાં સોહોરાબ દોરડાંના મકાનનાં છાપરાં સાથ બાંધેલા દોરડાં ઉપરથી મકાને ગયો, પછી બંને બાનુઓને એકેક પછી ઉપર ખેંચી લીધાં. સરવે છાપરું પસાર કરી તેની પાછલી બાજુ ગયાં, જ્યાં અડકેલા ઝાડની એક ડાળ સાથ કીલ્લાની મુખ્ય દીવાલ સાથ જોડેલું દોરડું હતું. આ દોરડાં ઉપર શરીરનું સમતોલપણું રાખી સામી દીવાલપર જવું ખચીત મુશ્કેલ હતું. એકાએક સોહોરાબના મગજમાં એક સરસ ખ્યાલ સુઝયો, જેથી તેણે પોતાની દીલબરની સાડી કહડાવી તેનો એક છેડો ખુરશેદના હાથમાં આપ્યો અને બીજો પોતે લઈ દોરડાં ઉપર હાથનું બેલન્સ લઈ બહારની દીવાલ ઉપર પુગ્યો, કે તેજ વેળા જરબાનુની કમરે ખુરશેદે સાડીનો વચલો ભાગ મજબુત બાંધ્યો, જેથી તેનો છેડો તો પોતનાજ હાથમાં રહયો અને જરને હીંમત આપી હવામાં કુદવા કહયું. કંઈબી બોલ્યા વગર કે ડગમગ્યા વગર બહાદુર જરે અંધારામાં ઝીપલાવ્યું કે તેજ વેળા સામી બાજુથી સોરાબે પોતાનો છેડો ધીમે ધીમે ખેંચ્યો જ્યારે ખુરશેદે તે ધીમે ધીમે પોતાના હાથમાંથી છોડયા કર્યો, આવી રીતે કંઈબી અકસ્માત વગર જરને પેલેપાર ઉતારી. આવીજ રૂપે ચબરાક નવાજની કમરે પણ સાડીનો વચલો ભાગ બાંધ્યો, અને તેણી પણ અધર હવામાં થોડી પળ મુસાફરી કરવા લાગી. લગભગ જ્યારે છેક છુટકારા માટે સામી દીવાલ તરફ આવી, તેટલામાં કીલ્લામાં મોટા ઘોંઘાટ થઈ રહયા, ધાસ્તી વખતના ઘંટ વાગ્યા, ઠારેઠાર મસાલો સળગાઈ અને બારે દોડધામ ચાલી રહી.

"મુવા જુઠા, આપણા છટકવાનો ભરમ ફુટી ગયો છે." સોહોરાબ ઉશ્કેરાટના પરસેવાથી તીપાતા ઝનુનથી વધુ જોશમાં આવી પોતાની દીલબરને ખેંચતાં બોલી ઉઠયો. એકજ પળ અને નવાજને તેણે પોતાની છાતીએ ચાંપી. ખુરશેદ સૌથી છેલ્લો ઝડપથી દીવાલ ઉપર આવ્યો.

"સોહોરાબ ઝડપ કર--કોઈપણ ઘડીએ નાપાકો આપણને પકડી પાડશે. પહેલાં તો આપણી વ્હાલીઓને દોરડાંથી નીચે ખાઈમાં ઉતારીએ માણેકચંદ નીચે તૈયારજ હશે." તેજ વખતે ધીમો સીસોટીનો અવાજ ચરમાંથી બાહેર પડયો.

ખુરશેદે તેજ પળે છાપરાં અને દીવાલ વચ્ચેનું દોરડું પોતાની તરવારથી કાપી નાંખ્યું, જ્યારે સોહોરાબે પોતાનું દોરડું નીચે ખાઈનાં નાંખ્યું, જે તરતજ નીચે તૈયાર ઉભેલા માણેકચંદે પકડી લીધું.

"જર અને નવાઝ, હવે હીંમત રાખવાનો વખત છે—આ દોરડાં ઉપરથી એકદમ નીચે સરી પડો—આપણો દોસ્ત નીચે મરમાં તૈયાર છે."

તે હીંમતવાન પારસણોને વધુ સમજાવવાની જરૂર હતીજ નહી. બીજી પળે જરબાનુએ દોરડું મજબુત પકડયું અને પાહોર ૨૦ ફીટ નીચે સરી ગઇ કે ભલા માણેકચંદે તેઓને પકડી લઇ બાજુના ખડક ઉપર સલામત બેસાડી. તેણીની પુઠે જીવસાવાળી નવાજ પણ નીચે સરી આવી અને પછી ખુરશેદ અને સોહોરાબ ઉતર્યા. તેઓ બંને જવાનોએ તરતજ ઉપર બાંધેલાં દોરડાને પોતાનાં સામટાં બળથી ખેંચ્યું જેથી જે જગોથી પથરે ઘસાયું હતું ત્યાંથી તુટી ગયું,—આવી રીતે તેઓએ પોતાની પુઠ પકડનારનો રસ્તો બંધ કર્યો.

તે અરસામાં કીલ્લામાં દોડધામ વધીજ ગઇ, વધુ મશાલોની રોશનીનાં ઉજરડાં ઠારેઠાર નજરે પડ્યાં. કોઇની પણ તેઓની દીશાએ દરોરો પડવાની વકી હતી. કાંઇ પણ વખત ખોયા વગર તેઓએ ચર વીટાની માલણદેવીનાં મંદીરની ભીંત કુદાવી અંદરનાં કમપાઉંડમાં દાખલ થયાં અને એક ગીચ ઝાડીમાં દમ ખાવા થોભ્યાં, કે તેજ વેળા સામેની કીલ્લાની દીવાલ ઉપર સંખ્યાબંધ સીપાહો નાગી તરવાર અને બળતી મશાલો સાથ તપાસ કરતા આવી ઉભા અને નીચેની ખાહીમાં આતુર ચશમે બારીક નેગાહ નાંખી.

તુટેલાં દોરડાંની નીશાણી ઉપરથી અનુમાન કાઢી તેઓ માલણદેવીનાં મંદીર ઉપર શક લાવી શોધમાં નીકળે એવી ધાસ્તી ઉત્પંન થઇ, જેથી ખુરશેદની ટોળીએ મંદીર છોડી જવા કસદ કર્યો. તે મધરાતે કોઇપણ પુંજારીનું ધ્યાન ન ખેંચાય માટે તેઓ એકેક જુદા જુદા જરા જરા વાર રહી અહીંતહીં ફરી મંદીરના દરવાજા નજીક ભેગાં થઇ ડુંગરની તળેટીએ આવી પહોંચ્યાં.

ફુરમંદેશ ભલા માણેકચંદે ચાલાક ઘોડા છુપાવેલા તૈયાર રાખ્યા હતા, પણ હાલ તેઓનો છટકવાનો ભરમ ખુલ્લો થઇ ગયો હોવાથી, કુદરતી રીતે રાણાએ તેઓ શહેરમાંથી ન છટકે માટે મજબુત પગલાં ભર્યાં હોય તેમ બનવાજોગ ધારી, તેઓએ વધુ સંભાળ રાખી છટકવા ઉપાય લીધા.

સોહોરાબ ઉર્ફે શુરસીંહ જે રતનપોર શેહેરથી સારો માહીતગાર બન્યો હતો, તેણે જ્યાં માણેકચંદ પોતાના વીશ્વાસુ આદમીને ત્યાં ઉતર્યો હતો, તે ઘર તરફ, ગલીકુંચીને રસ્તે બંને બાનુઓને સલામત લઇ ગયો, જ્યાં સર્વની બહુજ કાળજીભરી સંભાળથી મેહેમાનદારી થઇ.

પણ તે યાદગાર રાત્રીની જોખમતોનો હજી અંત આવ્યો ન હતો. પોતાની

ચાલુ તકેદારીની બરકતથી આગલી સાંજે સોહોરાબે રાણાના એ માનીતા અંબરને અને મળેલા જયપાલને એક વગવાળા ઠાકોરનાં મહેલમાં જતાં જોયા હતે જે તરફ વધુ ખબર કાઢતાં જણાયું કે તે દીવસે તે ઠાકોર જલસો કરનાર હતો, જેથી ત્યાં પુષ્કળ ધામધુમ ચાલી રહી હતી. આ ઉપરથી તેઓએ અનુમાન કાઢયું કે ખુદ રાણો પણ ત્યાં ગયો હોય.

હવે જ્યારે તેઓ કીલ્લામાંથી સલામત છટકયાં હતાં, તે ખબરથી રાણા ઉપર અને તેના હુકમથી જયપાલ ઉપર શું અસર થઈ હતી, તે જાણવાની બહુ જરૂર હતી. ખુદ રાણો કેફી પીણાની ધુંધમાં કદાચ તે મીજલસમાંજ પોતે શું કરવા ઇચ્છતો હતો તે બોલી દેવ તેમ પણ બનવાજોગ હતું. અગર જો તેમાં ફતેહમંદ ન થવાય તો તેઓએ ઠરાવ કર્યો કે ઇનશાલ્લા, જયપાલને કુઠે બેસી રાણાનો ભરમ જોરજુલમથી જાણી લેવા. તાકીદનાં પગલાં ભરવાની જરૂર હોવાથી તેઓએ બંને બાનુઓની ચાંપતી સંભાળ લેવાની અમત વીશ્વાસુ નોકર બહેરને કહી, તેમજ થાકેલા માણેકચંદને વધુ તકલીફ ન આપતાં ઘરમાં આરામથી લેવા કહી, તેઓ બંને રજપુતનો પોષાક પહેરી ફરી એક વાર તે મધરાતે ઘર બાહેર નીકળ્યા.

---

## પ્રકરણ ૨૦ મું.

## "રાણા અને ખુરશેદ વચ્ચે જંગ."

રતનપોર શેહેરના એક નામીચા ઠાકોરનાં મહેલનું તે એક આલીશાન અયવાન હતું, જેમાં રંગબેરંગી રોશનીનો ઝકઝમાત અને કીંમતી શણગારનો ભીચાર હતો. ઇનશાને તે જગાને બનેતે ટલી પેંચાણકારક અને સુંદર બનાવી બોયા બેહેસ્તનાં કોઇ અયવાન સાથ હરીફાઇ કરવા માડી હોય ! વળી ત્યાં સંગીતનો બહાર પુરજોશમાં ચાલતો હતો. પાન-સોપારી અત્તર, ફુલપાણ, મેવા મીઠાઇ, ભાંગ ગાંજો તેમજ બીજાં કેફી પીણાઓ ત્યાં સઘળે પુર છુટથી ફરતાં હતાં, જેથી તો તે અકુદરતી મજાહને અઉર નવોજ બહ જોસ્સા ઉશકેર નાર ઉત્સાહ મળતો હતો. બેઠક કીંમતી ગાલીચા અને રેશમી તકીયાઓની બનાવી હતી, જે ઉપર પરોણાઓ આરામથી અદેબાઇ બેસતા હતા,

સોળેસણુગાર સજેલી નાયકણો અથવા ગુણિકાઓ પોતાનાં શુરીલાં કંઠ, શરીરની મરોડદાર જાદુ જુસ્સા ઉશ્કેરનારી હીલચાલ, મોઢાનો લલચાવનારો હાવભાવ, અને છેલ્લા સુંદર રીતે નાચવાનાં મધીમથી શરીતાજણોને આકરષીત બનાવી રાખ્યા હતા. અરધ છાકતી યા તમામ છાકતી હાલતમાં ત્યાં રતનપોર રાજ્યનાં ઘણા આગેવાન પુરૂષો બેટધાન, બે મહલાજે, અને બે શરખીમાં કીંમતી ગાલીચા ઉપર પડેલા હતા. તેઓની તે વેળાની સ્થીતી ખરેખરજ ધીક્કાર પેદા કરનારી હતી. જેમ બદમાશ નાયકણીઓ તરફ પઇસા પુર છુટથી ફેંકાતા હતા, તેમ તેઓ વધુ નખરા કરી ખીલી રહી બાગીઓ અને છાકટાઓને વધુ મુરખ બનાવી પઇસા નીચવતી હતી.

લગભગ મધરાત પસાર થઇ પહોર ફાટવાને થોડી વાર રહી ન હતી, તો પણ તે મીજલસ વીખેરાવાની જરા પણ હીલચાલ જણાતી ન હતી. આસપાસનાં દીવાનખાનામાંથી કે મહેલ બાહેરથી પરોણાઓની આવજાવ તે અરસામાં ચાલુજ હતી. તેવા સમયે બીજા કેટલાક પરોણાઓ સાથ ખુરશેદ અને સોરાબ તે અવસાનમાં હીમતથી દાખલ થઇ એક જગએ બેસી ગયા. તેઓના ધારવા પ્રમાણે ખચીત ત્યાં જયપાલ હતો, અને તેણી તદન છાકટી હાલતમાં ગાલીચા ઉપર અબેઠાઇ ગલીચ બીભીત્સ શબ્દો બોલી મીજલસને ગમત આપવાની કોશીશ કરતો હતો. પણ રાણા દીસ્યો નહી.

કોઇપણ બહાણે તેની નજીક બેઠક લેવા ખુરશેદ આતુર હતો, અને લાગ ફાવતાં તે તેમ કરવા તઇયારીમાં હતો; તેટલાં એક બીજો મેહેમાન દાખલ થયો, અને સીધો જયાં તેઓ બેઠા હતા, ત્યાં નજીકની ખાલી બેઠક ઉપર બેસી ગયો. પરોણાઓની આવજા સાધારણ હોવાથી આ નવા આવનાર તરફ કોઇએ ઝાઝું ધ્યાન દીધું ન હતું, અને તેમ ખુરશેદ પણ કરતે. પણ અહીં તો તે બેમાનો આવી તેની પાસેજ બેઠો હતો, એટલે કુદરતી રીતે તેણે એક ઉડતી નજર તેની તરફ ફેંકી એક પલમાં તેણે ગુંચવાડાથી માથું ધુણાવ્યું કે તે અજાણ્યો જેમ બાહેરથી દેખાતો હતો, તેમ કોઇ માંદગીમાંથી ઉઠેલો મોટી ઉમરનો શખ્સ ન હતો. તે કોઇ છુપા પોશાકમાં હતો. આથી કુદરતી વસવસાથી ખુરશેદે તેની હીલચાલ ઉપર બારીક નેગાહ રાખવા મનમાં કસદ કર્યો.

તે અજાણ્યાએ એક નોકરને ઝીણા સાદે કંઇ મીઠાઇ લાવવા ફરમાવ્યું. અને જયારે મીઠાઇનો ખુમચો લાવવામાં આવ્યો, ત્યારે તેણે તેમાંથી થોડીક ખાધી, અને પછી એક જાતની મીઠાઇ પસંદ કરી તે નોકરને આંગળી કરી અબેહાયલા જયપાલને દેખાડી, સલામ કરી આપવા કહ્યું,

આ વીચીત્ર બનાવથી ખુરશેદ તટાર થયો. છાકા જયપાલે પહેલાં તે મોઢાપ લાવનાર તરફ, અને પછી મુશ્કેલીથી માથું ઉંચકી તે મોકલનાર તરફ નેગાહ કરી. એક પળ સાવજ બની તે ચોંકયો, અને તરતજ ખામું નમન કરી તે સ્વીકારી, અને ટટાર બેસવા કોશીશ કરી. તે ખુલ્લા અજરાટમાં જેમ તેમ બેઠો. અઘોર સોરાબ પણ ક્યારનો તે છુપો મામલો તપાસતો બેઠો હતો, તે જયપાલની રીતભાત ઉપરથી એક સારંસ ઉપર ઝટ આવી ગયો; અને રાણાનું વરણન જે તેણે બહુ બારીકાઇથી આગળ સાંભળ્યું હતું, તેની સાથ તે બેમાનાને સરખાવતાં કંઇક મળતાપણું લાગ્યું, ફક્ત જુવાનીને બદલે ઘડપણનો જથો હ માત્ર ઘસ્નો હગ. ત્યારે શું રજનગરનો રાણો દુરજનસીંગ —તેઓનો કટો શત્રુ—ખુદ તેઓ બંનેની બાજુમાં બેધ્યાન બેઠો હતો! તરતજ ખુરશેદનો હાથ છુપી રીતે સોહેરાબને અડકયો અને છુપી આંખોની ઈશારત ચાલી રહી. તે સાથ તેઓનાં મગજની ગતી વીજળીક વેગે ચાલી રહી. પોતાનો શિકાર નજીક હતો ત્યારે હવે કેમ ઘેરો તેના ઉપકેરાટ ભરયા ખ્યાલોમાં તેઓ મશગુલ બની ગયા હતા. આખરે ખુરશેદે એક નોકરને બોલાવી કંઇક પીણું મંગાવ્યું જે થોડુંક પી લઇ પછી તેની ખુશ લહેરમાં હોય તે— બાદ ઉપર વધુ ઢળી પડી, હસ્ત આનંદી ચેહરે, પાસે બેઠેલા છુપા પોશાકમાંના રાણાને કાને મોઢું કરી ધીમા ખુલ્લા અવાજે કહ્યું:—

"હીચકારો રાણો દુર્જનસીંગ છુપા પોષાકમાં અહીં હાજર છે!" અને પછી કંઇક રમુજ કરી હોય તેમ ખરખર હસવા લાગો, કે જ્યારે રાણો ઝેરી સરપે ડંખ મારયો હોય તેમ ચોંકી ડોળા ફાડી તેના તરફ જોવા લાગ્યો. તેજ વેળા બીજી બાજુએથી સોહેરાબ હસીને વાંકો વળ્યો અને તાનવેલા શબ્દો જેવા કાહમ દેતો બોલવા લાગ્યો :-

"ની ધાર પારસી બાનુઓને ચોરી જનાર તે બાયલો ગરાસ્યો છે."

રાણાએ પોતાની બેઠકમાં તો ભેસ્તાં જોરથી હોઠ કરડયા. ફરી ખુરશેદ બાહેરના હસતા ચેહેરે તેના કાનમાં વધુ ઝેર નાખ્યું :—

"એક પારસી પોતાને કે પોતાની કોમને થયેલું જબુન અપમાન કદી સાંખી ચુપ બેસે તેવો બાયલો નથી, માટે કંગાળ કુછંદી ગરાસ્યા,—મારી ધણીયાણીને બળાત્કારથી ચોરી જવા માટે મને સંતોષ આપવા બાહેર મેદાનમાં આવ!"

"અંધાધ લુટારા ગરાસ્યા—બબરલો તારામાં એક સાચા ગરાસ્યા તરીકેનું"

થોડું પણ સાફી કરી તો તરતજ મોને પડી તે પુરવાર કર સોહોરાબે બીજી બાજુથી વધુ તાણો માર્યો અને મોઢેથી હસી પડયો.

ગરમ તામસી ખવાસનો રાણો આવી સખત તાણાતાણીથી ઉશ્કેરાઈ જઈ કંઈક અધીરા સખુનો બોલને; પણ પોતે કાંઈ ચોક્કસ છુપી મતલબ ખાતરજ તે મીજલસમાં છુપા પોષાકમાં આવ્યો હતો તે જાહેર થવાથી બહુ ખોટું લાગે; તેથી સાહીનો ઘોટ ગળી, તે ઝડપથી ઉભો થઈ મીજલસમાંથી ચાલી જતે ખુની નજરથી તે બન્ને પારસીઓને પોતા પાછળ આવવા ઈશારત કરતો જતો રહયો.

બીજી તરફ જમપાબે તેને એકાએક ચાલી જતાં જોયો અને પોતે અજબ થયો, પણ પાછો જલદી આવશે એમ માની ખુશ તોલ તપ્પામાં ગુંથાયો.

રાણો ગુસ્સાથી તપેલો ત્યાંથી ગયો, કે તેની પાછળ સોહોરાબ, અને જરા વાર રહી ખુરશેદ તે દીવાનખાનું છોડી ગયા.

તે મેહેલની સામે એક વીશાળ ચોગાન હતું, જેમાં લશ્કરી તમાસા કે ઘોડસ્વારીની કસરતો થતી હતી. રાણો ઝનુનથી તરતો સીધો તે ચોગાનમાં ગયો કે તેની ચોડ પુઠે સોહોરાબ અને ખુરશેદ દાંત પીસી ચાલતા હતા. ચોગાનનાં મધ્ય ભાગમાં એકાએક રાણો થોભી ઉભો, જયાં તેની પુઠે જનારા પણ જઈ ઉભા.

તેજ વેળા વાદળામાં છુપાયલો ચંદ્રમાં ખુલ્લો પ્રકાશયો, જેની રૂપેરી શાંત રોશનીમાં રાણાનાં ઘાતકી ચેહેરા ઉપર કેવા ભયભીત ફેરફાર થતા હતા તે ખુલ્લા નજરે પડતા હતા. તેણે પોતાની તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી અને ગુસ્સા અને તુમાખથી બોલી ઉઠયો:–

“અયે શેખીખોર પારસીઓ! તમારી સ્ત્રીઓ હરણ કરી ગયો તેમાં તો મારૂં તારી દુશ્ટ જાત ઉપરનાં વયરનો એક ભાગ હતો. પેલો તમારો નીચ, કાવત્રાખોર, મમતી જેહાંગીરશા પટેલ આ વખતે મારી વાજબી “ખરાજ” લેવાની માંગણી સામો થઈ, બીજાઓને ઉશ્કેરી મને ભારે અપમાન લગાડયું, જેનાં વેરનો હજી તો પહેલો ભાગ શરૂ થયો છે—”

“ઓ કુછંદી જુલમી રાણા!” વીમાતનાં ખુરશેદે તરતજ તુચ્છકારથી ઉત્તર દીધો; “જાણ કે તારૂં હીચકારૂં કાવતરૂં ખોયે પડયું છે, અને અમે અમારી મોહારદારોને ખુદ તારા સહુથી બળવાન કેદમાંથી પણ છોડવવા શક્તવાન થયા છીએ, તને ખુલ્લી રીતે કહું છું કે તારાથી બને તે કરી અમુને

આ શેહેર છોડી જતા અટકાવવાનાં પગલાં ભર,—જે તેમાં પણ તને કંઇથી ફતેહ મળે તો."

"વધુ શેખી ના કર અગનીપૂંજક માદવ! મારી આ તેજી તરવાર તારૂં વુમાખી રૂધીર પીવા તાંપી રહી છે!" સાથે તરવાર ઉગામી તેનાં તરફ ધસી આવતાં પેહારી ઉઠયો.

"ખબરદાર—પેહોરાબ!" સોહેરાબને પોતાની શમશેર ખેંચી કાઢી રાણા સામે ધસી જતાં અટકાવી ખુરશેદ બોલી ઉઠયો, "આ તુંહારા મરાસ્પ્ સામે લડવાનો મહેલો હક મારોછે, કારણ મારી આહોરદાર જર ઉપર આ ચંડાલે વધુ જફા પાડી છે. તું બાજુ જઇ ઉભો રહે-વચમાં ના આવ; કારણ એક પરજાત દુશ્મન દુશ્મન સામે બે જંગી પારસી સાથ મળી લડે, એ પારસી કોમને બીજુપસ્તી ભરયું કહેવાય—, તેમજ આ મરાસ્પો પણ એમ નહિ બોલે કે તેના ઉપર બે જણા તુટી પડયા."

"તારા જેવા બેડુનો મારી સામે બેના બાર પણ આવે તો હું ડરીશ નહી?" રતનપોરના વુમાખી રાણાએ મુછો ઉપર હાથ ફેરવી તુચ્છકાર કર્યો.

"દુરયાનશીંગજી—તમે એક તુચ્છ "બેડુન"સામે લડો છો એમ માની બોહોડું ગુમાન ના રાખશો. એક પારસી જેઠબો ભલો બેડુન હોય તેઠબોજ તે બોસવર બહાદુર લડવઇયો પણ હોય છે, હા!" ખુરશેદે આણુખા કરી વળતો જવાબ દીધો.

"ચાલ—આવી જા, લડ-જેવાણ કુત્તા બેડુન, એક રાજવંશી મરાસ્પા રાણા સામે લડવાની શેખીનો સ્વાદ આ—લે—!" આટલું બોલી તેણે તરવાર ઉગામી ખુરશેદ ઉપર હુમલો કર્યો.

તેજ વેળા રતનપોરનાં રાણા અને વરીઆવનાં પારસી ખુરશેદની તરવારો એકેક સાથ અથડી, જ્યારે સોહેરાબ ઉશકેરાતો ગરમ થઇ બીડેલા હોઠ સાથ તરવાર જમીન ઉપર ટેકવી તે દંદ યુદ્ધ જોતો ઉભો. ખુદ માહ બોખતાર જાણે તે યુદ્ધ નીહાળવા માંગતી હોય, તેમ વાદળાંમાંથી બહેર નીકળી તે મેદાનમાં પોતાની રૂપેરી આહર પાથરી રહી હતી.

આપ્રઇ બંને તરફનાં બોહ પોકાર આવે કીનાનાં જુસ્સાથી ચાલી, વારંવાર બંને લડવૈયાઓમાં યુદ્ધ ધર્માણી ગુસ્સાથી બેઉના હુમલો નીકળી પડતા હતા. ખુરશેદની મતલબ તેનાં હરીફનો જીવ લેવાની નહી હોતી એમજ; કારણ તે કેટલીવાર માણુઘાતક જખમ લગાડવાનાં છતાં લાભ મળે, તોપણ આપતા

કરી જતો હતો; જ્યારે ફીનાશાર રાણો તો દરેક પગે વધુને વધુ તરી જઈ ખુરશેદનો જાનની તલ્લબ કરતો હતો. રાણો હદ બહાર ઉશ્કેરાતને લીધે મગજ શાંત રાખી શક્યો નહી, તેથી તેનો ચબરાક પારસી હરીફ તેને ઠાકરી નાંખી, ખુબ કંટાળ્યો. જેમ જેમ રાણાના હુમલા ચાકથી નબળા પડતા ગયા, તેમ ખુરશેદમાં વધુ મક્કમતા આવી અને તેણે લાગ જોઈ એક સખ્ત જરબથી રાણાની તરવારને ભાંગી નાંખી, અને ધસારો કરી દુર્ગાસીંગ રાણાને જમીન ઉપર પટક્યો. તે વખતજ તેની છાતી ઉપર ચઢી બેઠો, અને તેના પાપી બદનથી ગોઝા તેના રવાનને છુટું કરવા માટે પોતાનું તેજી ખંજર ખેંચી કાઢી, તેના સીના ઉપર ધરયું. રાણાએ આખા શરીરે હાડોહાડ ધ્રુજી પોતાની પાસે અજલ નજીક હોવા માટે આંખો બંધ કરી નાખી. તેજ વેળા તેની પાપી કારકીર્દીનો પરદો તેની બંધ આંખના અંતરના ભાગમાંથી પસાર થઈ ગયો, અને પોતાની બુરી કરણીના પરીણામ માટે કમકમ્યો. હા, આજ પળ,—અને જો તેનું તેજી ખંજર પોતાનું ઇનસાફી કામ બજાવે તો એક વરસ પછી બનનારો "જંગે વરિયાવ" નો કરૂણારસી કીસ્સો બનતેજ નહી. પણ કુદરત પોતાની નીરમાણ કરેલી ફરજ બજાવનાર હતી.—આસમાનની એવી કિતાબમાં તે બનાવ બનાવ બનવાનું લખાએલુંજ હતું, એટલે ઇનસાનને આ રાહથી છુટકો ક્યાંથી મળે!

આવા કતોકત વખતે ભલા ખુરશેદનાં દયાળુ જરથોસ્તી જીગરમાં તે બાંએ પડેલા લાચાર શત્રુ માટે દયાની લાગણી જાગ્રત થઈ, અને તે બદમાશને ખુદ કુદરતનાંજ હક ઇનસાફ ઉપર સોંપવા તેણે પસંદ કર્યો. તે પોતાનું જોરાવર ગુંથણ રાણાની છાતી ઉપર દાબી જુસ્સાથી બોલવા લાગ્યો :—

"બદમાશ ગરાસ્યા—! તારા જેવા કુછંદી સરદારને જીવતદાન બક્ષવું એ મારી તેમજ મારી પ્યારી કોમની સલામતી માટે જોખમભર્યું અને કમઅંદેશ કામ કહેવાય, તેમજ સદગુણી મનુષ્યો ઉપર તો જુલમ કરેલો કહેવાય; છતાં હું એક પારસી છું—, અને એક પારસી કેવું મોટું ઉમદા જીગર અને દયાળુ લાગણી ખુદ પોતાના હારેલા દુશમન તરફ પણ ધરાવે છે, તે તને બતાવું છું; અને તારી બદફેલી અને પાપી કામો માટે તને દાદગારના અદલ ઇનસાફ ઉપર છોડું છું. પણ તેમ કરવા આગાઉ તને ખુદ્દી ચેતવણી આપું છું કે આજ દીન પછી મારી વહાલી જરથોસ્તી કોમને કોઈ પણ રીતે સતાવવા કોશેશ કરશે, તે વેળા તારી આજની બેઈજ્જતીભરી હાલત પહેલાં યાદ કરજે, અને પછી મારા જુનુન કીના માટે તઇયારજ રહેજે! અગરજો તું આકાશમાં ચઢી જશે તો મારી વીર રૂપી નીશરણીથી તને પકડી

પાડીશ, અગર પાણીમાં પેથી જશે, તો માછલાં પકડે છે તેમ ફરેબની જાળ નાંખી તને ખેંચી કાઢીશ; અગરજો ધરતીનાં પેટામાં છુપાઇ જશે તો કોદાળાથી ખોદી કાઢીશ; અગર જો અંધારા ગુફામાં છુપાઇ જશે તો સાન રૂપી દીવાથી શોધી કાઢીશ અને મારૂં જખ્મનવેર લઇશ. મારા આ સાચા શખુનો મારે આ રૂપેરી શેહનીનો માહભોખતાર અલી મારો સાક્ષી છે."

"વ્હાલા બેરાદર-તું આ શું કરે છે!" સોહોરાબ ખુરશેદનાં વીચીત્ર પગલાંથી અયરત થઇ બોલી ઉઠયો. "જે બદમાશ આપણી કોમનો હડહડતો દુશ્મન, તેને તું ફકત લાગણીઓથી દોરવાઇ જઇ હાથમાંથી છટકવા દેવ છે? જો તું આવી રીતે જશીનદોસ્ત થવે તો આ ચંડાળ એક પળ પણ તારી તરફ દયા બતાવશે કે?"

"ભાઇ સોહોરાબ,"–ખુરશેદે દબદબાથી કહ્યું. "ખાનદાનની સાચી જે ઉમદા ખવાસમાં સદા છુપાયલું હોય છે, તે બતાવવાનું આ પગલુંજ મરા આ શત્રુને શરમીંદગીથી મરી જવાને પુરતુંજ છે. હું બરાબર જાણુંછ કે તે મારી તરફ એક કતરો પણ દયા બતાવતે નહી, છતાં તેની તે બખીલાઇને મારી ઉદારતાથી નવાજું છું. આ મારૂં સાચું વેર છે!"

કંઇપણ વધુ બોલવા કે કરવા વગર તે બે ઉમદા પારસી વીરલાઓ પોતાના બોંયે પડેલા સુદાઇ ઉપર એક તુચ્છકાર ભરી નજર ફેંકી ઝડપથી ચાલી ગયા. થોડે દુર જઇ પાછળ ફરી જોયું તો રાણો ઉભો થઇ, તેઓ જતા હતા તે તરફ એક પ્રુતળાં મીસાલ જોતો ઉભો હતો.

એવા તે જંગ જોવાજ ચંદ્રમાં વાદળામાંથી છુપાયલો બાહેર આવ્યો હોય તેમ, હવે તે પાછો કાળા વાદળાઓમાં છુપાઇ ગયો, જેથી સઘળે અંધકાર ફેલાઇ ગયો.



# પ્રકરણ ૨૧ મું.

## 'રાણાની મીથ્યા કોશેશ".

રાણો દુર્ગાસીંગ ભયંકર કસમો ખાતે અને ગુસ્સા અને બેઅબલતથી આપ મુખ્ખો બબડતો, તેનાં બે પારસી મુદદઇઓને દુર જતા જોઇ, આગ દાબતો ઉઠી ઉભો થયો. એક વરસ્યાવ કસબા સુધીના ફક્ત બેજ પારસી જવાંમરદોએ ખુદ તેની રાજધાનીમાં, તેના અજીત કીલ્લામાંથી, તેની તેનાં સાથેત, બીજા સુ અને ચાલાક માણસોની નજર આગળથી પોતાની કોમની બે બાનુઓનો કેમ છુટકારો કીધો હશે, તે ખબર તેણે ખુરશેદના મુખથી પહેલાં સાંભળી ત્યારે ભારે અચરતી અને મુંઝવારો લાગ્યો. તેણે કદાચ તે માનવા ધાર્યું નહીં, પણ પોતાના ચખે તેવા કીના છતાં દુર્ગાસીંગ અંતઃકરણથી જાણતો હતો કે તે પારસીઓ જુઠું બોલેજ નહી.

તેનાં તે સંતાપમાં વધુ દુઃખ ઉમેરનારૂં તો એ હતું કે જે પારસીઓને તેણે બેહદ ક્રોધ અને કીનો લેવાનું કારણ આપ્યું હતું, તેઓ બેજ જ્યારે તે લાચાર બની ખાકમાં પડયો, ત્યારે બાદશાહી દીલથી જીવતદાન બક્ષ્યું ! કે જેમ જો તે પોતે ફતેહમંદ થતે તો કદી કદી તે પારસી તરફ દેખાડતેજ નહી. તેણે ભારે બેઅબલતથી ધાર્યું કે તેના દુશ્મને તેનાં તરફ ઋજુતી દયા ન બતાવતાં તેને જીવથી માર્યો હતે તો તે બેહેતર થતે, કે તેને ભારે શરમ પેદા ન થતે. નાની પારસી કોમ તરફનાં તેનાં બેહદ વેરભાવ, અદેખાઇ અને ક્રોધ છતાં તેને કબુલ કરયા વગર ચાલ્યું નહી કે ખચીત તે નાની કોમ તેનાં ઉમદા સદગુણો, કોમ અભીમાન, સ્વમાન, ધર્મ અને હીંમતને લીધે આ પૃથ્વી ઉપર માનથી જીવવાનો સાબુત હક ધરાવતી હતી.

બાજે વખત ખુદાઇ સદગુણો કે ભલી લાગણીઓ એક દુર્ગણોનાં ભંડાર એવા ધીનસ્થાનમાં કદાચજ થોડી પળ વધુ વાર ભમતી નકળે છે. દુર્ગાસીંગે પારસીઓ બાબેનાં તેનાં મગજમાં ઉત્પન્ન થયલા ભલા વીચારો એક જોરાવર કેશેશથી ઝડપમાં ખંખેરી નાંખ્યા, અને ખુરશેદે આપેલી ગંભીર ચેતવણી તરફ તુચ્છકારથી હસી, વેરનાં વધુ ક્રુરતેહીમ પગલાં લેવં તે તત્પર બની ગયો.

તેણે ઘટતે ઠેકાણે વખત ન ખોતા દોડી પહોંચી, શેહેરનાં કીલ્લાને કોઇ પણ દરવાજેથી ખુરશેદ અને સોહોરાબ બે બાનુઓ સાથ છટકી ન જાય તે મા વાહીદનાં હુકમો બાહેર પાડયા; અને કીલ્લામાંથી તે બહોશ અને હીંમતવ

ન બે પારસી જવાંમર્દો એક પણ પહેરેગીરનો જીવ લેવા વગર કેવી સીફ અને અકલથી બે સ્ત્રી કેદીઓને કાઢવી લઇ ગયા હતા, તે અહેવાલ સાંભળતા રાણીનાં ક્રોધનો પાર ન રહયો. દારોગાએ પોતાના જાનની આશા છોડી બેહદ નીગાહથી અને બેજાબતથી ખુલાસો કર્યો કે ખુદ તેના મકાનનાં છાપરા ઉપરથી નાશભાગનો માર્ગ લેવાયો હતો, તોપણ તેને સ્વપને પણ ખબર પડી ન હતી! તેમજ પહેરેગીરોને પણ એટલી તો સાવચેતી અને અકલથી તેઓએ થોડીવાર બાંધછોડ કર્યા હતા, કે તેઓ એકેકી ફકત હાલતથી તદન અંજાણ રહી છેલ્લે સુધી બેખબર બની ગયા હતા.

પેથી તરફ સોહરાબ અને ખુરશેદ પોતાના ઉતારે ગયા. થોડીકવારે તેઓના વિશ્વાસુ પુરવાર થયેલા જાફર નોકરને શેહરમાં ફરી કીલ્લાને દરવાજે કાંઇ ખાસ હુકમ અપાયા હતા કે જેની ખાતરી લાવવાની હતી. તે ખબર લાવ્યો કે દરેક દરવાજે ખાસ સીપાહીઓ મુકયા હતા, જેઓને ચોકસ તકેદારી રાખવાના તાકીદનાં હુકમો મળી ચુકયા હતા. આ ઉપરથી તે બંને જવાનોની ખાત્રી થઇ કે રાણીને તેઓએ જે ચેલેંજ કર્યું હતું તે તેણે સ્વીકાર્યું હતું; તેમજ તે પોતાની બદમાશીથી હજી પણ હાથ ઉઠાવે તેવું ન હતું.

તેઓએ રાણીને એકવાર ફરીથી યુકતીથી માહત કરવા યોજના ઘડી એવું ઠેરાવવામાં આવ્યું કે વફાદાર જાફરે અને બીજા વીશવાસુ નોકરે બે બબતીજ સ્ત્રીઓ લઇ ફકતબાને ઉત્તર દરવાજેથી શેહેર બાહેર જવા કોશેશ કરવી. આ ખુલ્લું હતું કે તેઓ પશ્ચીમ યાતો દક્ષીણ દરવાજેથી, દક્ષીણમાં આવેલા "વરીયાવ" તરફ જવા બાહેર પડે એમ સાધારણ અકલથી અનુમાન કાઢી શકાય, અને તેથીજ તે દરવાજે વધુ મજબુત તકેદારી રખાય, જયારે પુરવ અને ઉતર દરવાજાઓને આટલી અગત્યતા અપાય નહી. આવું સીધાંત લાવી તેઓએ ઉતર દરવાજેથી નાશી જવા કસદ કર્યો. જાફર અને બીજા બે નોકરો પોતાની બાયડીઓ લઇ શેહેરનાં ઉતર દરવાજામાંથી કંઇક બીહીકણી ઢબે પસાર થવા ઢોંગ કરવા લાગ્યા, કે તરતજ એક લશકરી અમલદારે આવી તેઓને ઠઠરાવનારા અવાજે અટકાવ્યા, અને બુમ પાડી કે આસપાસ સીપાહીઓ ફરી વળી તેઓને કેદી બનાવી તરતજ કચેરી તરફ લઇ ગયા. આવી કટોકટ વખતે, થોડેક દુર તઇનાત ઉભેલા ખુરશેદ અને સોહરાબે પોતાનો ધારેલો લાગ જોયો અને પોતાની સાથે બે બાનુઓને મરદનાં પોશાકમાં સજ કરેલી હતી, તેઓને લઇ ખુશાલ તે દરવાજેથી સલામત બાહેર મેદાનમાં નીકળી ગયા. થોડીવારમાં બીજે દરવાજેથી માણેકચંદ પણ જાફરને લઇ પસાર થઇ તેઓને માર્ગમાં આવી મળ્યો.

બાહદરનો આહેવાલ સાંભળી સઘળા ખીજમતદાર ઉઠી પડયા; તેઓની રંગેથી ફુકવીનાં, ગોમ પાહેરગીરો સહેલાઈથી બની ગયા, અને બારે હસીમાં આવી ગયા હતા. તેઓ બાહદરની ટોળકીને કેદ કરી કચેરીમાં લઈ ગયા, જ્યાંથી તરતજ અપીસ રાણાને કહેણ મોકલવામાં આવ્યું કે તેના શીકાર સહેલાઈથી આબાદ સપડાઈ ગયા હતા? આ ઉપરથી રાણો બહુ મલકાયો, ખુબ વીચાર કરતો આવ્યો કે હવે મગરૂર પારસીઓને ખુબ તાણી અને ભીણી મારવાની તેની વારણ હાથ આવી હતી.

કેદખાનાનો દરવાજો બંધ ડી નાખી તરવારના પાહરા સાથ રાણાને બે કેદી ઓડી હજુરમાં લઈ જવામાં આવ્યો. આરે તેની નીરાશી, ક્રોધ અને ગુસ્સો કોણ વરણવી શકે! તેણે જોયું કે કોઈ તદન નાકીત ગરીબ મુસાફરોને ભુલમાં પકડી આણવામાં આવ્યા હતા!

તેણે ગુસ્સાના આવેશમાં આવી જઈતે ભુલ કરનાર અમલદાર અને સીપાહીઓને સખત શીક્ષા કરવા હુકમ બાહેર પાડયો, અને તે મુસાફરોને કેદખાનામાંથી કાઢી મુકવામાં આવ્યા.

પોતે જોયલા સોહોરાબ અને ખુરશેદનાં ચેહેરાનાં વરણન આપી હવે વધુ સંભાળથી તકેદારી રાખવા હુકમ બાહેર પાડયો; પણ તેને કયાં ખબર હતી કે શીકાર તો કયારના રતનપોર શેહેર છોડી ખુશાલ અંકલેશ્વર તરફ પસ્યા જતા હતા.

દીવસો સુધી મોટ્યા તકેદારી રાખી છતાં કાંઇ પરીણામ ન આવ્યું, જેથી રાણાની ખાત્રી થઈ કે એકવાર ફરીથી ફુકવીબાજ પારસીઓએ તેને હાથ આપી માહત કર્યો હતો.

મંજલ દર મંજલ કાપતાં તેઓ માણેકચંદ સાહુકારનાં વતન અંકલેશ્વર કસબામાં પુગા, જયાં માણેકચંદ સાહુકાર ગોયા રાજ કરતો હોય તેટલો વધ બલ, દબદબો અને ટેહરો વરતો હતો. તેની સુંદર હવેલીમાં તેણે પરા જીગરની ખુશાલીથી તેના બંને પારસી મીત્રો તેમજ તેઓની પતીવ્રતા બાનુઓને આવકાર આપ્યો.

આ મરતબે તેની જીંદગી બચવનાર બહાદુર અને દયાળુ ખુરશેદનો, આભાર તે હમેશ ને પગલે માનતો હતો, તેમજ પોતાનાં કુટુંબને પણ માનવા કહેતો હતો. પાકદામાન જર અને નવાજ, માણેકચંદની બાઈ પણ ધણી તેમજ છોકરાંઓની મેહેર લાગણી અને મમતાથી પોતા ઉપર પડેલા બેહદ જુદાઈની છાપ અને ચીન્તામાંથી પણ હજુ મુકત થયાં હતાં,

અંકલેશ્વર પહોંચતાંજ, ખુરશેદે બાહદરને સીધો વરીયાવ રવાના કરી તેઓ સલામત હતાં તેની ખુશ ખબર ત્યાં મોકલાવી હતી.

આભારમાં ડુબેલો માણેકચંદ તેઓની બાદશાહી પરોણાગત કરતો હતો, અને જ્યારે પણ વરીયાવ જવા તેઓ માંગે કે અહીંઆ કરી થોડા વધુ દીવસો તેનાં ગરીબ કુટુંબને માન આપવા તે કરગરીને અરજ કરતો હતો! મોટા તેનાં આભારથી દબાયલા જીગરનો ભાર હલકો થતોજ ન હતો!

ચોક્કસ સંજોગ હેઠળ એક ઇનશાન એક બીજા ઇનશાન તરફની પોતાની ફરજ માની, તેની જીંદગી બચાવે તેમ ફરજમાની કરી હતી, તેને માટે ભલો અને ખરો ખાનદાની માણેકચંદ જે રીતની તાબેદારી, ઉદારતા અને ખરાં અંતકરણથી તેઓની મહેમાનદારી કરતો હતો, તે જોઇ તે પારસીઓનાં જીગરમાં તેનાં માટે ભારે માન અને વ્હાલ પેદા થયાં. આ ખાનદાની આવક સાહુકાર "ઉપકાર કદી ન ભુલવો" તેનો સૌથી ઉત્તમ દાખલો રજુ કરતો હતો.

આખર છુટા પડવાનો વખત આવ્યો. તેઓને એક ગમી પોતાનાં પ્યારા વતન વરિયાવમાં જવાની કુદરતી ખુશાલી લાગતી હતી, જ્યારે બીજી તરફ માણેકચંદ જેવા ભલા હિંન્દુ ગ્રહસ્થ અને તેનાં મળતાવડા ખવાસનાં કુટુંબની ખુશ સંગત છોડવાની દીલગીરી હતી.

માણેકચંદે છુટા પડતી વખત સમ સોગંદ ખાઇને ખુરશેદને કીંમતી હીરાનો હાર, તેની ભવીષ્યની મારેઃરદારને હીરામોતીનાં દાગીની, તેમજ સોહોરાબ અને નવજને પણ બેમુલ હીરામોતીની ભેટો કરી, પોતાના આભારથી દબાયલા જીગરને કંઇક રાહત આપી.

તેઓ એકેક તરફની અખંડ મિત્રાચારીનાં વચનો આપી દલગીર ચેહેરે છુટા પડયા.

## પ્રકરણ ૨૨ મું.

## "પારસીઓની ખુશાલી."

પોતાની વિચીત્ર સંજોગ હેઠળ ગુમ થયલી બેટીને ફરી નજરે જોઇ જીગર સાથ ચાંપવાનું અને સદા નજર આગળ રાખવાનું અનુપમ સુખ, એક હેતાળું માતપીતાજ અનુભવી શકે છે, તેનો ખ્યાલ જવાન વાંચક વર્ગને હોઇ શકેજ નહી.

પોતાની ગુમાવેલી મોહોરદારોનો છુટકો કરી લાવવા ગયલા જવાંમર્દો—ખુરશેદ અને સોહોરાબ-જયારે ખુદાની મેહેરથી ફતેહમંદ થઇ પોતાની મુરાદમાં પાર પડી, પોતાનાં વ્હાલા માતપીતા અને હમદીનો આગળ પધારતા હતા, તે ખબર જયારે જાફરે અકબર જેહાંગીરશાહ તેમજ બીજા લાગતાવળગતાઓને આપી, ત્યારે જે પ્રકારની ખુશાલી અને હરખ આખા વરીયાવની પારસી અંજુમનમાં ફેલાઇ ગયો તે જોઇ જાફર હેરત થયો. જાણે દરેક પારસીનું પોતાનું વ્હાલું ગુમ થયું હતું તે પાછું આવ્યું હોય, તેટલી અંતઃકરણપુર્વક ખુશાલી દરેક પારસીના જીગરમાં ભરપા થઇ. તે વખતના પારસીઓમાં વખા જુવાનોમ સંપ અને એક તરફ મોહોબત હતાં, તેથી તેઓ સુધકોથી કે કોમી આફત વખતે પોતાનાં અંગત ભાગ બાહેર પડી પારસીપણું જાળવતા હતા.

તે વધાઇ લાવનાર જાફરને "મીઠું મોહું" કરાવવાના સગનમાં જરના ખુમ્ચે માતાજી બાઇ માણેકબાઇએ ખુદ પોતાના હાથે જાફરનાં મોહોમાં દહીં અને સાકર મુકી, પૈસાની સારી જેવી રકમ તેના હાથમાં મુકી પોતાનાં વ્હાલાઓ માટે એક હજારને એક સવાલો પુછ્યા, તેમજ જેહાંગીરશાહે, ખુરશેદનાં માદર-પીદર, સોહોરાબના માત-પીતાએ વગેરેએ વધાઇ લાવ્યો તેના ઇનામ તરીકે જાફરને ખુબ નવાજ્યો, અને સારી ખાતરદારી કરી પોતાની ખુશાલીનો માર્ગ આપ્યો.

એક વેળાના આ બયંગ કમે તે વેળા અલ્લાહના હજારો હઝાર શોકરાના કર્યા કે તેની ચાલુ ધડકણભરાવાળી એક વેળાની ઠમની જીંદગીમાથી, તેને ખુરશેદ જેવા હમદા દીલના પારસીએ બચાવી લઇ સારે રસ્તે દોરવી, આજની માનવંત આબરૂદાર સ્થીતીએ પ્હોંચાડયો હતો.

બાઇ માણેકબાઇએ એક સારે દહાડે જાફરને પાછો અંકલેશ્વર રવાના કર્યો,



તેઓને એસતેકબાલ લેવા સેંકડો જરથોસતીઓ કસબા બહાર ગયા હતા.........અને ઢોલ–તાસા, શરણાઇ, પેપુડી વગેરેના સુંદર શરોદ હેઠળ આખુ સરઘસ ધીરે ધીરે વરીયાવમાં દાખલ થયું.........
(સફે ૧૧૫.)

અને પોતાના વ્હાલાઓ લાયે વખતે અને બારે આફતમાંથી ખુશી ઘર પાછા ફરતા હતા, તેથી જયોતીષી પાસ ખાસ મુહુર્ત જોવડાવી કયે કલાકે અને દીવસનાં કયા પહોરે અંકલેશ્વરથી નીકળવું, અને કયા શુભ ચોઘડીયે વરીયાવ વતનમાં દાખલ થવું, તેનાં લંબાણ કરવાનો તેઓએ બહુ સંભાળથી લખી મોકલ્યાં.

આખર તે ચાર જણાઓ નકકી કરેલા વખતેજ વરીયાવ કસ્બાની બાહેર આવી પુગા. જાણે કોઇ રાજકર્તા પધારવાનો હોય તેવી દોડધામ આખા કસ્બામાં ચાલી રહી હતી. તેઓને ઈસ્તેકબાલ લેવા સેંકડો જરથોસ્તીઓ કસ્બા બહાર ગયા, જેમાં અલબત જેહાંગીરશાહ અને બીજા આગેવાનો મુખ્ય હતા. વીણુરા પડેલા પીતા અને સ્નેહીઓ તે ચાર જણાને ખરા હર્ષથી ભેટયા, જયારે સાથે આવેલા જરથોસ્તીઓએ ખુશાલીનાં બંબાર પોકારોથી હવા ધમધમાવી મુકી. તે ચારેને હારતોરા પહેરાવી મોટા ઠાઠમાઠથી સરઘસનાં આકારમાં ઘરે લઇ જવાની ગોઠવણ થઇ હતી. ઢોલ-તાસાં, સરણાઇ, પેપુંડી વગેરેનાં સુંદર શરોદ હેઠળ આખું સરઘસ ધીરેધીરે જેહાંગીરશાહની હવેલી તરફ ચાલવા માંડયું. માર્ગમાં, એક સંપી અને સંપુર્ણ ભાઇચારામાં વસ્તા હીન્દુ વતનીઓ પણ તે "ધીરા, વીરા અને શુરા" પારસી જવાનોને પોતાના મોહલ્લામાંથી પસાર થતાં માન આપવા હારંહાર ઉભા હતા, અને હર્ષનાદથી તેઓને વધાવી લીધા. પણ જયારે તે સરઘસ પારસી મોહલ્લામાંથી પસાર થવા લાગ્યું, ત્યારે તો પારસી તરીકેની મગરૂરી અને હમજાત તરફનાં વ્હાલની ઉભરાતી લાગણીઓને રસ્તો આપવા અનેક પાકઝાદ પારસણો હાથમાં ચોખા અને કંકુ લઇ આંગણામાં આવી તે ચારે જણાને હેતથી ઓવારણા લઇ કરરર કઇ કટકા ફોડતી હતી. છેલ્લે જયારે સ્વારી જેહાંગીરશાહની હવેલી નજીક ખાતી પહોંચી કે ચારે જણાની માવતરોએ આખું-મીઠું કરયું અને સમનનાં સંગીતની મધુર કાનીઓ વચ્ચે તે વ્હાલાઓને ઓવારણા લઇ, તે અધીરી બનેલી માવતરોએ હરખથી છાતી સરસા ચાંપી ખુશાલીનાં મીઠાં આંસુ પાડયાં.

* * *

મારજ ૩ જાને મહાળે આપેલું ખુરશેદ પચઝાની આ.મદને વધાવી લેનારસમનનું ગીત એકવાર ફઇથી તે મુબારક દીને વરીયાવનાં ઘણાક જરથોસ્તી ઘરોમાં જરી બાપદાદમાં–ગવાતું સંભળાતું હતું. દાદાર અહુરમઝદનું નુર, તે અમર, રવી.મંદ અને તેજ પીડાવાલા ખુરશેદ પઝાદની તારીફ, તેની અપાર ખુબી, તેની અમર જાહે.જલાલી અને મહીમા જે કોઇ ગાય છે, તે "ખુરશેદ ન્યાયેશ" મુજબ તો ગોયા તપામ જાનો અને ગેતીનાં પઝદોને ખુશાલ ક

છે, અને તેનાં ઘરમાં કે કુટુંબમાં અનંત ખુશાલીનું રાજ ફેલાવે છે. તો આવા સગન સ્વાદી–રામસનીનાં તાંકણું કરવા કશો ભલો જરથોસ્તી પાછળ પડે? તે વેળાનાં એક પારસી ઓરતે કે મરદની જીંદગી કુદરત સાથ એટલી તો ભળેલી હતી કે તે કુદરતનાં એક ભલા નીરદોશ બાળક જેવોજ કહી શકાય, અને તેથીજ ખુરશેદની આરાધના માટે તે બહુ કાળજી ધરાવી શકે.

આજે વરિયાવમાં ખુરશેદ અને જર, સોહેરાબ અને નવાજબાનુની સ્વાદી હતી. તેઓ ઉપરાંત તે મુબારક દીને બીજા ઘણા જરથોસ્તી નેક જોડા એકત્ર થનાર હતા.

આખો વરિયાવ કરણો દિવસો આમાહથી રંગરામ અને ખુશાલીથી ભાજી રહ્યો હતો. નવસારી, સુરત, ભરુચ, ખંભાત અને છેક સંજાણ સુધીથી પારસી પરોણાઓ સીધાર્યાં હતા, જ્યારે ખાસ માનવંત પરોણા તરીકે શ્રી અંકલેશ્વરનાં ધનાઢ્ય શાહુકાર માણેકચંદ પણ ખુરશેદ અને સોહેરાબના પીજનને માન આપી, પોતાનાં કુટુંબ કબીલા સહીત વરીયાવમાં લગન વેળા હાજર થયા હતા.

ખુરશેદ અને સોહેરાબની સ્વાદી એકજ એકીવેળા સ્થપે કરવાનું ઠેરવવામાં આવ્યું હતું. લગનની મંબીર ક્રીયા જેહાંગીરશાહ પટેલની હવેલી આગળ ખાસ ઉભા કરેલા કુશાદે મંડપમાં સેંકડો હમદીનો તેમજ ભલા હીંદુ મીત્રો અને વખાણનારાઓની હજુરમાં કરવામાં આવી હતી. પહેરામણી પણ નામ મમણુ મોટી રકમની થઇ હતી, જેમાં સાચા વખાણનાર ગુણી માણેકચંદ તરફથી બહુ કીંમતી ઝર ઝવેરાતની ભેટ-સોગાદ થઇ હતી, જેણે ખાસ સરવનું ધ્યાન ખેંચ્યું હતું.

બચીત તે સમય સઘળો ખુશીપુરમાં અને રંગરામનો હતો. હાજર રહેલ સરવનાં ચહેરા ખુશાલીથી ખીલી રહ્યા હતા; પણ અફસોસ!–ત્યાં એક પણ અપવાદ હતો: આગબર જેહાંગીરશાહનો મુનીમ મુલચંદ વાણીઓ કોઇ છુપા અદેખાઇ અને કેઇ પાપી મતલબથી બળી-જળી ખાક થતો હતો. ત્યાં ખુણામાં ચુપચુપ દખાઇ તે આખી મંજલસનો ખુશાલીભરયો રગ સંભાળથી ગંભીર ચેહેરે નીહાળતો હતો. જેહાંગીરશાહ જેવા દયાળુ, મોટા, દુલ્લા જીગરનાં શેઠયાથી તેને નારાજ થવાનું કારણ મળ્યું શું હોય? તેનાં ધારવા કરતા વધુ મોટી રકમનું ઇનામ શેઠે આપ્યું હતું, તેમજ વળી શેઠાણીએ પણ ઠીક આલ્હો કર્યો હતો, ત્યારે તેને નારાજ થવાનું કારણ શું હશે? તે સવાલનો જવાબ હાલ ન આપતાં, તે આગળ ચાલતાં પોતાની મેળેજ ખુલ્લું સમજાઇ જશે.

હજનની ખુશાલીમાં દીવસો સુધી આ મા વરીયાવ કસ્બામાં જરથોસ્તી ઓને જેહાંગીરશાહે જયાફત આપી હતી. પારસીઓ ઉપરાંત, ગરીબ હીંદુ ઓને પણ આ મોટા દયાળુ દીલના પારસી શેઠયા ભુલ્યા ન હતા.

પોતાની મુરાદ, મુશીબતો આશાન થયાથી બર આવી, તેની શુક્ર ગુજારી કરવા, અને ૬૦૦ વરસથી સંજાણમાં પરથાવેલા કદીમ "ઈરાનશાહ"ના પાક કુબાની કદમબોશી કરવા, તે બે લોકપ્રીય જોડાઓ છેક દુર દક્ષીણમાં આવેલા સંજાણ શેહેરની મુલાકાતે ઉપડી ગયાં. તેઓ મારગમાં આવતાં નવસારી, ગણદેવી, વાંસદા વગેરે શેહેરોમાં સેહેલ કરતા સંજાણ નગરીમાં પુગા; જયાંના જરથોસ્તીઓમાં, તેઓના રતનપોરના રાણા સાથના સાહાસ કર્મો અને સંકટોના અહેવાલ અગાઉથી પુગેલા હોવાથી ત્યાં ભારે આવકાર પામ્યાં.

વળી સંજાણ નગરીમાં પોતાની અસાધારણ હીંમત, બેહદ જોર, શેહેરી જુસ્સ, દયાળુ જીગર અને ખ્યાત જાતના તફાવત વગરની આપક્ષપાત ભલાઈ માટે મશહુર થયલા "અરદેશર બીન બેહમન" નામના પારસી સાવ, ઓળખાણ થવાથી ખુરશેદ અને સોરાબ બેહદ મગરૂર થયા. વાંચનારને યાદ દેત હાવવાની જરૂર નથી કે આ તેજ* અરદેશર પહેલવાન હતો, કે જેણે ત્યાર પછી એક વરસે સંજાણ ઉપર ગુજરાતના મુસલમાન બાદશાહની ચઢાઈ આવી, ત્યારે પારસી લશકર ઉભું કરી મુસલમાનો ઉપર એક કીરતીવંત જીત મેળવી, પોતાના હીંદુ રાજા તરફની અચુક વફાદારી પુરવાર કરી હતી, તેમજ પોતાની પાક દીન વરફ પણ બેહદ જાનફેશાની દેખાડી પોતાનું નામ પારસી તવારી ખમાં અમર કર્યું હતું.

સંજાણ નગરીની જાહોજલાલી, તેની ભવ્ય ઇમારતો ત્યાંના રાજ કરતા જાદીરાણાનો દરબારનો ભારી દબદબો, પવીત્ર અને કદીમ "ઈરાનશાહ"ના આતશબેહેરામ ઉપર અમર કરતા હોય તેમ પવનથી ઝુલી રહેલા સોપારીના અને સરોવરના ઉંચા દરખ્તોની શોભા હેઠળનું કાળા સંગે મરમરના પથ્થરનું આતશબેહેરામનુ મકાન જોઈ, તથા શાત સંજાણ નદીની આસપાસના ખાડા અઘોર જંગલ, રમણીય ખેતરો, ચીવાયલી રેતીને લીધે સફાઈદાર દેખાતા કીનારા અને તેને કાંઠે આંબાનાં વાડીયાં, આસો પાલવ,

---

*જુઓ આ લખનારની "સંજાણનો સંપુત યાને શુરવીર અરદેશર' નામની ચોપડી.

ફળફળાદી, અને મધુક, નાગ અને પુનાગના વક્ષો વગેરે જોઈ તેમજ વધુ દુર દ્રષ્ટિ મરયાદા ઉપર આવેલા બાહરોટ પહાડ વગેરેને જોઈભારે અસર પામી, તેઓ પોતાના વતન વરીયાવ તરફ પાછા ફરયા.

---

## પ્રકરણ ૨૩ મું.

## "નીમખહુરામ જુહદીન નોકર."

એક વર્ષ પસાર થઈ ગયું, અને હંમેશનાં બોધા અને નીખલેશ જીગરનાં જરથોસ્તીઓ રાણાની શુરાઇ લુતી જઈ સુખેહભર્યાં વસ્તા હતા.

વરિયાવ કસ્બાથી થોડા માઈલ દુર પુર્વમાં આવેલી એક એકાંત ગીચ ઝાડપાનથી ભરપુર ટેકરીનાં એક ખુણામાં ૪ જણા ગંભીર ચેહેરે એક સાંજે કંઇંક મસલતમાં મશગુલ થઈ ગયા હતા. તેઓ એવી જગ્યે ભેગા થયા હતા કે જયાં ક્વચીતજ કોઈ મનશાન આવી શકે. તે એવી એકાંત અને સારી ઉંચાઇએ આવેલું તે ટેકરીનું એક ખુણું હતું.

૪ માંના ત્રણ હથીઆરબંધ હતા, જેઓ લડવૈયા જેવા દીસતા હતા, જયારે એકનો દેખાવ ઉપરથી તેને કોઈ ગુજરાતી વાણ્યા તરીકે ઓળખી શકે. બે હથીઆરબંધ સખસો થોડે દુર ઉભા રહી ચોકાથી રાખતા, અગીઆર ચશમે અહીંતહીં નેગાહ રાખતા હતા, જયારે એક લડવૈયો અને પેલા વાણ્યો વાતમાં રોકાયલા હતા. તે લડવૈયો જે લાંબા પાતળા શરીરવાળો હતો તેણે વાણ્યાને કહ્યું:—

"ભલા મુલચંદ—તારા ઉપર મારો પુર વિશ્વાસ છે કે તું મને, જે ખ્યાલ રાત-દીવસ હૃદય બાળ્યા કરે છે, તેનો સંતોષકારક નીવેડો લાવી મને ખુશ કરશે."

"મહાપતિ—આપને મારા જેવા ગરીબ સેવકની સહાયતા જોઇએ છે, એ તમારા સેવકનું ઉતમ ભાગ્યજ છે. અને મારી યથાશક્તિ પ્રમાણે જો કાંઈ પણ કરી શકું તે મને સંતોષ આપે." પેલા મુલચંદ વાણ્યાએ નમસ્કાર કરતાં બે હાથ જોડી જવાબ દીધો.

"મારા વફાદાર મુલચંદ—" તે લડવૈયો જે રાણો દુર્યાનશીગ પોતે હતો તેણે આભારી સાદે બોલવા માંડયું. "તારી ગયે વર્ષે ભલાયેલી શીં

ા સેવા મારી નજરથી દુર થઇ નથી, અને જો કે તે સાહસ કર્મ કમન એ નીષ્ફળ નીવડ્યું હતું, છતાં તારી વફાદાર સેવાની પીછાણ તો થવીજ જોઇએ—આ લે તેનો કંઇક બદલો." એમ બોલી રાણાએ તરતજ સીકામાથી બ ો એક ભારી ઠેલી તે વાણ્યાનાં હાથમાં મુકી, જે તેણે જમીન સુધી વાંકા ઇ ભારે આભારી દેખાવે સ્વીકારી.

"દયાધીર મહારાણા!" મુલચંદે ઠણી સંભાળથી પકડતાં તાબેદારીભરી દાથી જવાબ દીધો, "હું દલગીર છું કે મધા વર્ષ જે બાતમી મેં મારા શેઠ ંગીરશા પરેખને ત્યાંની આપી હતી, અને તેનાં આધારે આપે શુરવીરતા તે અકલથી તાપી નદીને કાંઠે પરોઢયામાં એ પારસણ દસીઓને કબજે કરવા જે સાહસ કર્મ કર્યું હતું તે તેના છેલ્લા તબક્કામાં ફતેહમંદ ન નીવડ ...પણ—આપ હાલ તો આજુબાજુનાં રાજ્યો સામેનાં ઝગડામાં ગુંટલા તો ડાયલા હશો કે આપનાં આશ્રીત સેવકની સેવાની હાલ ગરજ પણ ન હોય."

"મુલચંદ—તું મોટી ભુલ કરે છે. સમજ—મને "ધાર" માતનાં બીલ રાજા ાથ ખટપટ જાગી હતી, પણ હાલ તેનો સંતોષકારક નીવેડો આવ્યો છે. તે જ બીજી નાની મોટી રાજ્યની ખટપટમાંથી હવે તદન પરવાર્યો છું, અને ે જ્યારે મનને નીરાંત થવી જોઇએ, ત્યારે મારા મનને શાંતી મળતી નથી,— ું હૃદય બળ્યા કરે છે,—મારૂં શરીર મગજની વ્યાધીને લીધે સદા તપ્યા કરે ; કારણ અહોનીશ મારી છાતીમાં મને પૃથ્વીનાં રાજ્યોની હસ્તીમાં લાવનાર ધા સુકરીબાજ, બળવાન અને શુરા પારસીઓ ઉપર વેર લેવાનો અગ્નિ બ ળ્યા કરે છે."

"પણ—મહારાજ,..મને ક્ષમા કરો તો એક બાબત ઉપર ધ્યાન ખેંચું." કુલ ે વીચારવંત અદબથી નમશ્કાર કરતાં પુછ્યું.

'બોલ બચા, તને હુકમ આપું છું."

" તો આપ પાલનહારે સાંભળ્યું તો હશે કે ગુજરાતનાં મહેરબાન બાદશાહે પાવ ા સેનાપતી અલફખાનની સરદારી હેઠળ દક્ષીણનાં રાજ્યો જીતી લેવા એક મોટું ઝળહળમાન સૈન્ય મોકલ્યું છે; તો તેની સામે મજબુતાઇથી બચાવ કરવા આ પને ભારે મહેનત પડશે, અને પલેપલને કીંમતી મજુરી પડશે,—તો તમ ં વેર ફક્ત મજુશીનાં ગુચ્છ પારસીઓ ઉપર લેવાનો હાલ સમય કે સંજો ા કયમ હોય?"

"તું ઘણો દરબ્બીવાળો જાણ્યો છે, હાં!" રાણાએ મોઢેથી હસ્તાં દીધા ર્યું. "તે બાબત બબરાઇશ નહી, મુલચંદ—મારા રાજ્યનાં બાળ બચ મેં

અત્યાર અગાઉનાં છુપાં પગલાં ભર્યાં છે. ચોક્કસ નજીવી શર્તે મેં આપણા પ્રદેશમાંથી મ્લેચ્છોનાં સૈન્યને સલામત પસાર થવા દેવા કબુલ્યું છે, જેનાં બદલામાં આપણું રાજ્ય મ્લેચ્છોનાં ભયભીત સપાટામાંથી સલામત બચી શકશે."

"ધન્ય છે તમારી રાજદ્વારી કુનેહ અને બાહોશીહુન્નર!" સુલચંદે ખુશાલી દર્શાવી. "આપની વફાદાર રૈયત આ તમારા પગલાંથી બહુ ખુશ અને આભારી બનશે; કારણ મ્લેચ્છોનાં ભયભીત જુલમોની વાતો સંભળી સરવ હીન્દુ ભય પામે છે. તેમાં તેઓ દક્ષીણ તરફના પ્રદેશો જીતવા આવનાર છે તે બાબતની ખબર સાંભળી આપની રૈયતની ઉંઘ અને ઉંઘ હીરાઈ થયા ઉડી ગઇ છે."

"મારા વફાદાર સુલચંદ". રાણાએ–પોતાનાં અંતઃકરણની ખુશાલીથી ધીમા હસી બોલવા માંડયું, "આ દક્ષીણની મ્લેચ્છોની ચડાઈને હું બહુજ આવકારદાયક માનું છું, કારણ કે પેલો સંજાણનો જાદીરાણો હાલ બહુ ગરવીષ્ટ, અભીમાની અને દક્ષીણના રાજકર્તાઓમાં બહુ આગેવાન થઈ ગયો છે. તેની કુંવરી પદ્મણીનું વેવવાલ મારી સાથ કરવા, આપણા દુતે જ્યારે અરજ કરી, તે તેણે મોટા તુચ્છકારથી નાકબુલ કરી, મને લુહારો બરાસીયો કહયો તેમજ બીજા હલકા વચન બોલ્યો હતો. હવે વખત એવો આવ્યો છે કે તેના મસ્તકના મદ અને અભીમાન, ક્રૂર મ્લેચ્છોની તેજ રહતી ઝરી તરવારથી ઉડી જશે! મેં તો એવી પકી ગોઠવણ રાખી છે કે અલેફખાનને મારા મારાથી બની શકતાં સાધનોથી સંપુર્ણ મદદ કરવી, કે જેથી જ્યારે તે સંજાણનું રાજ્ય કબ્જે કરી નાંખી જીતી લેય, ત્યારે હું ગુજરાતના શુરવીર બાદશાહ મહમુદશાહ પાસે જઈ ભારે દ્રવ્યનું નજરાણું આપી, સંજાણનાં રાજ્યનો કારોબાર ચલાવવા બાદશાહની તાબેદારી હેઠળ માથે લઉં", અને પેલા અભીમાની સીલહારા જાદીરાણાને કહેવાતો લુટારૂ ગરાસ્યો દુરયાનસીંગ કેવો બળવાન, કીર્તીમાન અને વૈભવવાળો રાણો છે તે બરાબર બતાવી આપું."

"હું આપ નામદારને સંપુર્ણ જય અને કીર્તી ઇચ્છું છું." સુલચંદે ખુશાલી ચકચકતી આંખોએ ઉતર દીધો. 'મહારાણા, હું હમણાથીજ આપણા ભાગ્યશાળી ભવીષ્યની ઉભવનો અને કીરતીનો આભાસ મેળવી શકું છું.... પણ મહીપતી–" સુલચંદ અટકી જઈ કંઈક અચકાતા ધીમા સાદે બોલ્યો, "તે શુભ, ન કલ્પેલા એવા મહાન ભવીષ્યમાં આપના નમ્રસેવકને આપ કદાચ ભુલી જશો? મારા હૃદયની વર્ષોની એક બળવાન ઇચ્છા છે કે આપ નામદાર કૃપા કરી કૃતાર્થ કરી, મને જન્મો જન્મ સુધી આભારી બનાવશો!"

"ખચીતજ—જો મારાથી તે બની શકે તેમ હોય તો."

"તે આપ પાલનહારનાં હસ્તમાં તે વળા રહેશે."

"બોલ ત્યારે—"

"કૃપાળુ રાણાજી,—મને મારા જન્મ વતન ગામની પટેલાઇ સોંપશો." સુલચંદે હરખાતાં આશાવંત સાદે જવાબ દીધો. "તે ગામ હાલ બાદીરાણાના તાબા હેઠળ છે."

"તેની પટેલાઇ તને આપવા હું વચનઆપું છું." રાણાએ તરતજ ઉમા મથી કહ્યું.

"બસ—પરીવાર, હું આજથી તમારો તાબેદાર દાસ બન્યો છું. મને કોઇ પણ કામ ફરમાવો અને હું. મારો આત્મા પણ વેચી તે તમારૂં કામ પાર ઉતારીશ." હરખના જુસ્સાથી સુલચંદે વાંકો વળી વળતો જવાબ દીધો.

"મારી વફાદાર નોકરી કરીશ, તો તે ગામ ઉપરાંત બીજા બે વધુ ગામોની પટેલાઇ તને આપીશ" સુલચંદ ઉપર વધુ ઉંડો છાપ મારવા રાણો તરતજ બોલ્યો; જેનાં જવાબમાં સુલચંદ તરતજ રાણાને ચરણે પડયો.

"સુલચંદ—બોલ, પેલા મારાસુદઇઓ ખુરશેદ અને સોહોરાબ પારસાઓના લગનમાં, પારસાઓ ઉપરાંત બીજા કયા આગેવાન હીન્દુઓએ ભાગ લીધો હતો?"

"અન્નપાલણ, તે લગનમાં ઘણા જાણીતા વાણ્યા, શ્રાવકો, બ્રાહમણો વગેરેએ ભાગ લીધો હતો, કારણ શેઠ જાંગીરશા પટેલ વરીયાવ ઉપરાંત આસપાસનાં કસબામાં ભારે લાગવગ ધરાવે છે. અને તેની સાથનાં પારસીઓએ વારંવાર બીલોની ધાડ વખતે હીંદુઓનો બચાવ કર્યો હોવાથી, તેની સાથ હીંદુઓને ભારે મીત્રાચારી છે. હીંદુ પરોણાઓમાં સહુથી આગેવાન તો અંકલેશ્વરનો ધનાઢય સાહુકાર માણેકચંદ નામનો હતો, જેણે હજારોની કીંમતનું જવેરાત પરણતા જોડાંઓને ભેટ કર્યું હતું."

"હંઅ—ત્યારે માણેકચંદે છેક વરીયાવ સુધી જઇ મુખ્ય ભાગ લીધો? હું કારણ સમજ્યો." દુર્જનસીંગે જોરથી બે હોઠ કરડી પોતાની સાથ વાત કરતાં ખોખરા સાદે ડોકા કર્યા. તે થોડી પલ વીચારવંત રહી ઉભો

"જયપાલ—?"

"મહારાજ—હાજર છું." દુર ઉભા રહી ચોકી કરતો એક લડવૈયો દોડી આવતાં બોલ્યો.

"પેલો મંડાલ માણેકચંદ તો તારા બે દુશ્મન પારસાઓનો મોટો મીત્ર થાય છે. ભટ છે તારા ઉપર! કે તારું જંગલમાં કરપીણ રીતે ખુન કરવા તઇયાર થયેલા તે બે પારસીઓ ઉપર એક સાચા મરાસમા તરીકે વૈર, આજ વરષ થયું છતાં, તેં લીધું નથી, કે લેવાની ઇચ્છા પણ દરશાવી નથી." દુર્યાનસીંગે તે બે દીવાન તરફ એક તીરસ્કાર અને ઠપકાભરયા સાદે કહ્યું.

"પ્રજાપતી રાણાજી." જયપાલે કંઇક ઝંખવાણા સાદે જવાબ દેતાં કહ્યું, "આપ તે બાબતમાં ફરી કંઇ સાહસકરમો માથે ઉઠાવો તો પછી આપનો આસ્રીત નોકર તેને પાર એવું ઉતારી આપશે કે આપ પણ "વાહ! વાહ!!" કરી બોલશો. પેલા બે પારસીઓને સપડાવવા બહુ મુશકેલ કામ છે, અને તેમાં ની કળી ગયા તો જીવ જવા ઉપરાંત બીજા બખેડા વધે, તો મહારાજ ઉલટા આ મારા ઉપર કોપે ભરાય. હું આપ નામદારનો વીશ્વાશુ અંગરક્ષક હોવાથી કંઇ પણ થાય તો તે આપ નામદારેજ કરાવ્યું હતું એમ રૈયતમાં બોલાય, અને તેથી આપની ઝળકતી કીરતીને રૈયતની તેમજ બીજા વીરોધી રાજ્યની નજરમાં જરૂર ઝાંખ લાગે."

"તારા બોલવામાં કંઇક સચ્ચાઇ છે ખરી, મારા વફાદાર જયપાલ." રાણાએ વીચારવંત રૂપે ધીમો જવાબ દીધો "તયારે ઉપાય શું? મારૂં વૈર,—માર હ્રદયમાં અહોનીશ બળતા બળે છે—તે વૈર લેવા વીના મને કંઇજ સુઝ નથી પડતું. મારી તાબેની રૈયતનાં ફક્ત મજુરીનાં લોક, અખીલ ભરતખંડનાં રાજકર્તાઓમાં મારી આબરૂની ધુળધાણી કરી આનંદમાં રહી જીંદગી ગુજારે, તે મારાથી કેમ શાખી શકાય? શું તેઓને મારા રાજ્યમાંથી હાંકી કાઢું?"

"ના—ના, મહારાણા તેમ ના કરશો, તેમાં તમુને મોટો ગેરલાભ છે." મુલચંદ વાણીઆએ ગંભીરાઇથી વચમાં પડી તાપસી પુરી. "કારણ, જો તમે હાંકી કાઢેલા પારસીઓ પાસેના બાદશાહાનાં રાજયમાં જાય તો તેને તે હરીફ રાણો મોટી ખુશીથી તેઓને આવકાર આપવા આતુર થશે. આપ નામદાર સારી રવેશ જાણો છો કે આ ઉદયોગી, ચંચળ પારસીઓની ચાલુ ખંતનાં પરીણામમાં આપણા રાજયમાં વરીઆવ અને તેની આસપાસનો પ્રદેશ સૌથી ફળદ્રુપ અને સૌથી વધુ મહેસુલ લાવી આપે છે. તે આ કોમેજ બીલવ્યો છે. તો તેવા દર વરસ અખુટ ધન લાવી આપનાર સાધાનને ફક્ત વૈરને ખાતરજ ફેંકી દેવું એ દીર્ઘદ્રષ્ટી અને સારી રાજદ્વારી કુનેહ ન—કહેવાય. કદાચીત તમે વૈરને ઉપર રાખી આ કોમને હાંકી કાઢશો, તો સંભાળજો મતાપી જાણી રાણો તો મોટી ખુશીઓથી પોતાનાં રાજયમાં જગયાઓ આપશે, કે જેથી

